


♦જોડણી♦

આ ઈ.બુકમાં માત્ર એક જ 'ઈ'–'ઉ' વાપર્યા છે.

# શ્રદ્ધાંજલી




ચાર્વાકદર્શન મુજબનું જીવન જીવી જનારા

હીમ્મતલાલ જોશી (આતાદાદા)

ને

# અર્પણ

(A page from a printed book)

# ‘ચાર્વાકદર્શન’

♦CharvakDarshan By N. V. Chavda♦



પ્રથમ આવૃત્તી : 9 ઓગસ્ટ, 2012, **વીશ્વ મુળનીવાસી દીન**.

●મુલ્ય● રુપીયા 50/-

♦મુદ્રક-પ્રકાશક♦

સાહીત્ય સંગમ

પંચોલીની વાડી સામે, બાવા સીદી, ગોપીપુરા, સુરત – 395 001

ફોન : (0261) 259 7882/ 259 2563

e.Mail: sahityasangamjk@gmail.com

●અન્ય પ્રાપ્તીસ્થાન●

સાહીત્ય સંકુલ,

ચૌટાબહાર, સુરત – 395 003

ફોન : (0261) 259 1449

e.Mail: janaknaik54@gmail.com

સાહીત્ય ચીન્તન,

કચરીયા પોળ, બાલા હનુમાન સામે, ગાંધી રોડ

આમદાવાદ – 1 ફોન : (079) – 22 171 929

(A page for eBook)

eBook : 'CharvakDarshan' By N. V. Chavda



●લેખક●

એન. વી. ચાવડા

શીક્ષક સોસાયટી, ગેસ કંપની સામે, કડોદ – 394 335

સમ્પર્ક : (02622) 247088 મોબાઈલ : 97248 08239

♦મુલ્ય♦ તદ્દન મફત...

●જોડણી● આ ઈ.બુકમાં માત્ર એક જ 'ઈ'–'ઉ' વાપર્યા છે.

♦ઈ.બુક પ્રકાશક♦

મણી મારુ,

405, સરગમ એપાર્ટમેન્ટ, કૃષી યુનીવર્સીટી સામે, નવસારી.

પોસ્ટ : એરુ એ. સી. – 396450 સેલફોન : 9537 88 00 66

ઈ.મેઈલ : govindmaru@gmail.com

●માર્ગદર્શન●

ઉત્તમ ગજ્જર

ગુરુનગર, વરાછા રોડ, સુરત- 395 006

ફોન : 0261-255 3591 ઈ.મેઈલ : uttamgajjar@gmail.com

♦ઈ.બુક અક્ષરાંકન♦

'મણી મારુ' પ્રકાશક વતી : ગોવીન્દ મારુ 'અભીવ્યક્તી'

સેલફોન : 9537 88 00 66 ઈ.મેઈલ : govindmaru@gmail.com

# અર્પણ..

ભારતના

આદ્ય રેશનાલીસ્ટ, પ્રથમ ચાર્વાક,

દેવર્ષી બૃહસ્પતી

ને

અનેરા આદરથી

# આભાર

♦ સાહીત્ય સંગમ, સુરતના મોભી પુ. નાનુબાપાનો, આ પુસ્તકનું પ્રેમથી પ્રકાશન કરવા બદલ.

♦ સત્યશોધક સભાના પ્રમુખશ્રી પ્રા. બાબુભાઈ દેસાઈનો. આ પુસ્તકના પ્રકાશન અર્થે તમામ દોડધામ કરવા અને સરસ પ્રસ્તાવના લખી આપવા બદલ.

♦ ‘દીશા’ પાક્ષીક અમદાવાદના તન્ત્રીશ્રી મુળજીભાઈ ખુમાણનો. આ પુસ્તકના લેખોને ધારાવાહીકરુપે પ્રગટ કરવા બદલ.

♦ પ્રીય પુત્ર પરેશનો.
આ પુસ્તકનું પ્રભાવક મુખપૃષ્ઠ તૈયાર કરવા બદલ.

# અનુક્રમણીકા

'લેખનું શીર્ષક' કૉલમમાં આપની પસંદગીના લેખ પર ક્લીક કરતાં જ તે લેખનું પાનું ખુલશે. એ જ પ્રમાણે દરેક લેખના શીર્ષકની નીચે જમણી બાજુએ લખવામાં આવેલ 'અનુક્રમણીકા' શબ્દ પર ક્લીક કરતાં જ આ અનુક્રમણીકા ખુલશે આ સુવીધાનો લાભ લેવા વીનન્તી છે.


| ક્રમ | લેખનું શીર્ષક | પાનક્રમાંક |
|---|---|---|
| 01 | પુર્વભુમીકા : ચાર્વાકદર્શનની સમીક્ષાનો મુળ હેતુ | 11 |
| 02 | ચાર્વાકદર્શન વીશે કેટલાંક મહાનુભવોના ઉદ્‌ગારો | 17 |
| 03 | વીષયપ્રવેશ : ચાર્વાકદર્શનના મુળ અને કુળ | 23 |
| 04 | ભારતમાં બે સંસ્કૃતીઓ વચ્ચેનો સંઘર્ષ અને સમન્વય | 28 |
| 05 | ચાર્વાકદર્શનના ઉદ્‌ભવનો ઈતીહાસ | 33 |
| 06 | ચાર્વાકદર્શન : પ્રાચીન ભારતીય લોકધર્મ | 38 |
| 07 | ચાર્વાકદર્શનની વીશીષ્ટતાઓ | 43 |
| 08 | ચાર્વાકદર્શન સામેના આક્ષેપો | 49 |
| 09 | સીન્ધુ સંસ્કૃતી અને વૈદીક સંસ્કૃતીનો તુલનાત્મક અભ્યાસ – 1 | 55 |
| 10 | સીન્ધુ સંસ્કૃતી અને વૈદીક સંસ્કૃતીનો તુલનાત્મક અભ્યાસ – 2 | 60 |

| ક્રમ | લેખનું શીર્ષક | પાનક્રમાંક |
|---|---|---|
| 11 | ભારતીય સંસ્કૃતી વીરુદ્ધ આર્ય સંસ્કૃતી | 65 |
| 12 | આત્મા–પરમાત્મા અને વર્ણાશ્રમધર્મનો વીરોધ કરનારા ચાર્વાક એકલા નહોતા | 72 |
| 13 | લોકશાહી : પ્રાચીન ભારતીય શાસન પ્રણાલી | 79 |
| 14 | ચાર્વાકદર્શનના પ્રશંસક મહાનુભવો | 87 |


●

# પ્રસ્તાવના

એક જાગૃત વીચારક તરીકે શ્રી. એન. વી. ચાવડાનો ઉદ્ભવ એ ખરેખર એક ચમત્કારીક ઘટના જ ગણાવી શકાય. એક ચુસ્ત આધ્યાત્મીક માણસ સ્વચીન્તન, સ્વઅભ્યાસ સાથે માનવવાદી દૃષ્ટી અપનાવે તો શું ને શું કરી શકે એનો અદ્ભુત–અજોડ દાખલો એટલે એન. વી ચાવડા ! ક્રમશઃ તેઓ જેમજેમ ચીન્તનમાં ઉંડે ઉતરતા જાય છે તેમ તેમ ઉત્તમ શૈલી સાથે ખીલતા જાય છે. વળી ડૉ. બાબાસાહેબ આંબેડકર બાબતે જે ટીકા હતી તે વળી એમના માટે પણ લોકો કરે છે : 'જરા વધુ પડતા અન્તીમવાદી થતા જાય છે.' જ્યારે પણ કોઈ તદ્દન જુદી જ દીશા ખોલી કાઢવામાં આવે ત્યારે આવો પ્રત્યાઘાત આપવો એવી લોકોને ટેવ હોય છે.

ચાર્વાકદર્શન પુસ્તકમાં એક વીદ્વાન, વીચારક–ચીન્તક તરીકેના એમના દર્શન થાય છે. મને તો ચાર્વાકદર્શનમાં ચાવડાદર્શન વધુ મહત્વનું લાગે છે.

અમારે રૅશનાલીસ્ટો માટે લોકો બોલતા રહેતા હોય છે કે આ લોકો તો પશ્ચીમના દેશોમાંથી બધું નવું નવું લાવ્યા કરે છે. એટલે એ બધાને પરદેશ મોકલી આપવા જોઈએ. ચાર્વાકદર્શનનું લખાણ આ દલીલબાજી કરનારાઓને જોરદાર લપડાક સમાન છે.

એક સાવ સાદી સીધી સમજ છે કે પ્રત્યક્ષ અનુભવ એ એકમાત્ર આધાર રાખવો. પૃથ્વી, જળ, અગ્ની, વાયુ, આ ચાર એ યુગની માન્યતા મુજબના તત્વો છે. સમ્પત્તી–ભોગ–આનન્દ એ માનવજીવનના અન્તીમ ધ્યેયો છે. ભૌતીક પદાર્થ એ માત્ર વાસ્તવીક સત્ય છે. બીજું કોઈ વીશ્વ નથી, સ્વર્ગ નથી, નરક નથી, પુનઃ જન્મ નથી. મૃત્યુ એ છેવટનો અન્ત છે. આ લોક જ વાસ્તવીક તત્વ છે. ચાર્વાકદર્શનની આ સીધી સરળ સમજ છે.

આપણા દેશમાં તો વળી જેટલું જુનું એટલું વધુ સારું; જુની વાતો, જુના ગ્રન્થો માટે અહોભાવ પણ પુષ્કળ ! પરન્તુ ચાર્વાકદર્શનની વાત આવે એટલે મોં ફેરવી લેવામાં આવે, કારણ કે એ સ્વીકારવામાં ઘણા જોખમો છે, ઘણું ગુમાવવું પડે છે, હકીકતમાં તો મેળવવાનું જ ઘણું છે. એક તો આનન્દ જ આનન્દ ! કોઈ પણ જાતનો ભય રાખ્યા વીના આનન્દ માણો, પણ એવું ખુલ્લું મન ક્યાં છે ? !

ઋગ્વેદની પેલી ઋચાઓ આપણે વારંવાર ઉલ્લેખીએ છીએ કે, ચારે દીશાઓમાંથી ઉત્તમ વીચારો પ્રાપ્ત થાઓ.' આજે તો જ્ઞાન–વીજ્ઞાનની ક્ષીતીજો અદ્‌ભુત રીતે ખીલી છે, માનવજ્ઞાન કુદકે ને ભુસકે આગળ વધી રહ્યું છે, જ્ઞાન મેળવવાના સ્રોતો આજે છે એટલાં પહેલાં કદી નહોતાં અને છતાં કહેવાતા જ્ઞાનીઓનું અજ્ઞાન, સંકુચીતતા, રુઢીચુસ્તતા, કુપમંડુકતા કેટલી બધી !!

ચાર્વાકદર્શન વીશે લોકોને જો કોઈ ગડમથલ હોય, વાંધા–વચકા હોય, જાણવું–સમજવું હોય, અરે ! એની સામેના આક્ષેપો કેટલા સાચા, કેટલા ખોટા એ સમજવું હોય તો શ્રી. એન. વી ચાવડાનું આ પુસ્તક એક ગાઈડબુક બની રહેશે. ગુજરાતીમાં તો છે જ, પરન્તુ સાદી–સરળ ભાષામાં ઉપલબ્ધ છે. ખુલ્લું મન રાખનારા વાંચે તો, એક જ વાંચને, ચાર્વાક ફીલસુફીના ચાહક બન્યા વીના રહી શકે નહીં. આ પુસ્તકમાં ચાર્વાકદર્શનના મુળ, કુળ, ઉદ્‌ભવ, વીકાસ, સંઘર્ષ, સમન્વય સાથે વૈદીક સંસ્કૃતીનો અભ્યાસ વાંચતા જ આટલા વર્ષોથી ઠસાવેલા જુઠા ખ્યાલો તુર્ત જ ખરી પડે એવા છે. સીંધુ સંસ્કૃતી સાથે આર્યો પુર્વેની ભારતની પ્રજા વીશે શ્રી. ચાવડાનો ખાસ અભ્યાસ હોય એમ સમજાય છે.

વળી જે સ્વસ્થ લોકશાહી સ્થાપવાની મથામણ હાલ દેશમાં ચાલી રહેલ છે એના મુળ તો કેટકેટલાં વર્ષો પહેલાં આપણા દેશમાં જ હતા. એનું અદ્‌ભુત વાંચન આમાં ઘણું ઉપકારક નીવડી શકે એમ છે. આટલા વીદ્વાન હોવા છતાં, તેઓનો કોઈ દેખાવ–દંભ નથી, સાવ સીધા–સરળ માણસ છે.

રૅશનાલીસ્ટ પુસ્તકોની સંખ્યા ઠીકઠીક વધી રહી છે. એમાં આ પુસ્તક એક અનન્ય સ્થાન શોભાવશે એમાં શક નથી. શ્રી. ચાવડાએ રૅશનાલીસ્ટ વીચારસરણીને મુલ્યવાન સાથે ગુણવાન બનાવી છે. બધા જ રૅશનાલીસ્ટો વતી એમને ખુબ ખુબ ધન્યવાદ.

આવા ઉત્તમ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું મારું ગજું નહીં, છતાં, એમના આગ્રહથી સાહસ કર્યું છે. મને આવી તક આપવા બદલ એમનો ખુબ ખુબ આભાર. મુરબ્બી નાનુભાઈ નાયકના સહકાર વીના પુસ્તક તૈયાર થઈ શકતે જ નહીં, એમનો પણ આભાર !



**બાબુભાઈ દેસાઈ**

**પ્રમુખ**

**સત્યશોધક સભા,**

**સુરત**

●

**1**

# પુર્વભુમીકા : ચાર્વાકદર્શનની સમીક્ષાનો મુળ હેતુ

અનુક્રમણીકા

દર્શન એટલે તત્વજ્ઞાન. જીવસૃષ્ટી અને બ્રહ્માંડ વીશેના વીશીષ્ટ અને મૌલીક ચીન્તનને તત્વજ્ઞાન યા દર્શન કહેવામાં આવે છે. આપણા દેશમાં પ્રાચીનકાળમાં આવું ચીન્તન કરનારા અનેક ચીન્તકો થઈ ગયાં છે. આવા ચીન્તકોને દર્શનકારો અને તેમના ચીન્તનને દર્શન કહેવાય છે. પ્રાચીનકાળમાં આવાં લગભગ એક ડઝન દર્શનો આપણા દેશમાં લખાયાં છે. જેમાંથી છ દર્શનો– સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષીક, પુર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા – ને વૈદીક દર્શનો કહેવામાં આવે છે. કારણ કે એમના દર્શનકારોએ વેદોને પ્રમાણભુત માન્યા છે. જ્યારે ચાર્વાક, બૌદ્ધ અને જૈન દર્શનોના દર્શનકારોએ વેદોને પ્રમાણભુત ન માન્યા હોવાથી તેમના દર્શનોને અવૈદીક દર્શનો કહેવામાં આવે છે. સ્પષ્ટ છે કે આ બધાં દર્શનો વેદોની રચના થયા પછી લખાયાં છે.

વૈદીક દર્શનોને આસ્તીક દર્શનો અને અવૈદીક દર્શનોને નાસ્તીક દર્શનો પણ કહેવામાં આવે છે. વેદોની પ્રમાણભુતતા નહીં સ્વીકારનારને નાસ્તીક કહેવામાં આવ્યા છે. (નાસ્તીકો વેદ નીન્દક : –મનુસ્મૃતી) તેથી **ચાર્વાક, બૌદ્ધ અને જૈન દર્શનોને નાસ્તીક દર્શનો કહેવાય છે. જે દર્શન નરીશ્વરવાદી હોય** તે નાસ્તીક દર્શન અને **ઈશ્વરવાદી હોય** તે આસ્તીક દર્શન એવું કહેવામાં આવતું હોવાં છતાંય વૈદીક દર્શનો બધાં જ આ દષ્ટીએ ઈશ્વરવાદી યા આસ્તીક દર્શન છે એવું કશું જ નથી. કારણ કે સાંખ્ય, વૈશેષીક અને પુર્વમીમાંસા દર્શનના રચયીતાઓ કપીલ, કણાદ અને જૈમીની ઈશ્વરના અસ્તીત્વને સ્વીકારતા નથી. ઉપરાંત આ વૈદીક દર્શનો સમ્પુર્ણપણે વેદને વફાદાર છે યા વેદને અનુસરે છે એવું પણ જોઈ શકાતું નથી. અર્થાત્ વેદના અને વૈદીક દર્શનોના ચીન્તનમાં ઘણી ભીન્નતાઓ અને વીરોધાભાસો જોવા મળે છે. પરન્તુ ચાર્વાક, બૌદ્ધ અને જૈન દર્શનો સમ્પુર્ણપણે નીરીશ્વરવાદી હોવા

ઉપરાન્ત વેદોની પ્રમાણભુતતા કે સર્વોપરીતા સ્વીકારતા નથી. છતાંય વૈદીક દર્શનોનું ચીન્તન મહદ્અંશે વેદોને વફાદાર યા આધીન રહીને કરવામાં આવ્યું હોઈ તે પરતન્ત્ર ચીન્તન છે. કારણ કે તે ફક્ત પોતાના તર્ક અને અનુભવને આધીન છે. તેમ છતાંયે આ બધામાં એક બાબત નીર્વીવાદ છે કે અવૈદીક અને નાસ્તીક કહેવાતું ચીન્તન પણ ભારતમાં જ જન્મ્યું હોઈ તે સમ્પુર્ણપણે ભારતીય ચીન્તન છે. તે વીદેશમાંથી આયાત કરેલું બહારનું ચીન્તન હરગીજ નથી. છ વૈદીક દર્શનોને ષડ્દર્શન યા ખટદર્શન પણ કહેવામાં આવે છે.

આ બધાં દર્શનોમાં ચાર્વાકદર્શન સૌથી ભીન્ન, અનોખું અને પડકારરુપ જણાય છે અને ગણાય છે. ચાર્વાકદર્શનના કર્તા ચાર્વાક ઋષી ગણાય છે. તેમનું રચેલું આખું ચાર્વાકસુત્ર આજે પ્રાપ્ત નથી. વીરોધીઓએ એનો નાશ કરી નાખ્યો હોવાનું માનવામાં આવે છે. ચાર્વાકસુત્રના આજે વધુમાં વધુ સોળ જેટલા સુત્રો જ પ્રાપ્ત છે. એ પણ એના વીરોધીઓએ કરેલી ટીકાના ગ્રન્થોમાંથી મેળવવામાં આવ્યા છે. એમના કેટલાક સુત્રો આ પ્રમાણે છે.

(1) જ્યાં સુધી આ શરીરમાં ચેતના છે ત્યાં સુધી સુખથી જીવવું જોઈએ અને સુખવૃદ્ધીના કાર્યમાં જ પ્રવૃત્ત રહેવું જોઈએ. કારણ કે મૃત્યુ પછી આ દેહ ભસ્મીભુત થઈ જાય છે, પછી એ દેહ કદી પાછો આવતો નથી.

(2) આ શરીરમાં પૃથ્વી આદી ભૌતીકતત્વોના સંયોજનથી ચૈતન્ય ઉત્પન્ન થાય છે. શરીરથી ભીન્ન હોય એવો કોઈ આત્મા કોઈએ કદી જોયો કે અનુભવ્યો નથી. (અર્થાત્ કોઈની કાલ્પનીક વાતોમાં ફસાશો નહીં)

(3) અગ્નીહોત્ર, દંડ, ભસ્મ, માળા ધારણ કરવી, લોકમાં સ્વર્ગ–મોક્ષની લાલચ આપી ગેરમાર્ગે દોરવા, એ બધી બાબતો ધર્મ નથી, પરન્તુ બુદ્ધી અને પૌરુષરહીત માણસોની આજીવીકા માત્ર છે.

(4) અગ્ની ગરમ અને જલ ઠંડુ એ એનો સ્વભાવ છે. આમ સ્વાભાવીક ગુણોવાળા દ્રવ્યો સંયુક્ત થઈને બધાં પદાર્થો–વસ્તુઓ બને છે. જગતનો કોઈ કર્તા–રચયીતા નથી.

(5) સ્વર્ગ નથી, નરક નથી. પરલોકમાં જનારો કોઈ આત્મા નથી, તથા વર્ણાશ્રમધર્મના કોઈ પણ ક્રીયાકાંડોનું કોઈ સુફળ મળતું નથી.

(6) યજ્ઞમાં નીર્દોષ પશુઓને મારીને હોમ કરવાથી તે પશુ જો સ્વર્ગમાં જતું હોય તો યજ્ઞ કરનાર વ્યક્તી પોતાના પીતા કે પુત્રને યજ્ઞમાં હોમીને તેને સ્વર્ગમાં કેમ નથી મોકલતો ?

(7) જો મૃતાત્માઓને શ્રાદ્ધ અને તર્પણ કરવાથી તેઓ તૃપ્ત થાય છે, તો પરદેશમાં જનાર મુસાફરને માર્ગમાં નીર્વાહ માટે અન્ન–જળ આદી ભાથું શા માટે લઈ જવું પડે છે ? (અર્થાત્ શ્રાદ્ધ–તર્પણથી જો પરલોકમાં વસતા આત્માઓ તૃપ્ત થતાં હોય તો પરદેશમાં વસતાં આત્માઓને એ રીતે કેમ તૃપ્ત ન કરી શકાય ?)

(8) જ્યાં સુધી જીવો, સુખેથી જીવો, દેવું કરીને પણ ઘી પીઓ. મૃત્યુ પછી દેહ ભસ્મીભુત થઈ જાય છે, તેથી તે પાછો કદી આવતો નથી.

(9) શ્રાદ્ધ, તર્પણ અને દશગાત્રાઓ જેવી જે મૃતકક્રીયાઓ કરવામાં આવે છે, તે પુરોહીતોની આજીવીકા માટે છે.

(10) ત્રણેય વેદના કર્તાઓ ભાંડ, ધુર્ત અને નીશાચરો હોવા જોઈએ. વેદમાં જણાવેલી જર્ફરી–તુર્ફરી વીદ્યાઓ એ ધુર્તોની રચના–વાણી છે.

(11) ઘોડાના લીંગને સ્ત્રી ગ્રહણ કરે પછી તેની પાસે યજમાનની સ્ત્રી સાથે સમાગમ કરાવવો, કન્યાઓની મશ્કરી કરવી આદી ધુર્તો વીના કોઈ લખી શકતું નથી.

(12) મૃત્યુ સમયે જીવ નીકળીને પરલોકમાં જાય છે, એ વાત મીથ્યા છે. કેમ કે જો એમ હોત તો કુટુમ્બના મોહથી બુદ્ધ થઈને તે પુનઃ એજ દેહમાં કેમ નથી આવતો ?

(13) લોકસીદ્ધ રાજા એ જ ઈશ્વર છે અને ચૈતન્યયુક્ત દેહ એ જ આત્મા છે.

ચાર્વાકદર્શનના ઉપરોક્ત થોડાંક સુત્રોનો અભ્યાસ કરતાં લાગે છે કે તેના રચયીતા ચાર્વાકમુની ઈહલોકમાં સુખ–શાંતી, પ્રેમ અને આનન્દથી જીવવામાં માને છે. તેઓ પરલોક, સ્વર્ગ–નરક, આત્મા–પરમાત્મા, શ્રાદ્ધ–તર્પણ, યજ્ઞાદી ક્રીયાકાંડો, વર્ણાશ્રમધર્મ અને તદ્‌જન્ય અન્ધવીશ્વાસો તથા ગુરુ, ગ્રન્થ અને પંથની ગુલામીમાં માનતા નથી.

આશ્ચર્યની વાત એ છે કે ચાર્વાકની વીચારધારા તથાગત ગૌતમબુદ્ધની વીચારધારા સાથે સામ્ય ધરાવે છે. વળી, આપણા માટે વીશેષ આનન્દ અને ગૌરવની બાબત એ છે કે દેશ અને દુનીયાની સામ્પ્રત સમયની વીજ્ઞાનવાદી રૅશનાલીઝમની વીચારધારા પણ બુદ્ધ અને ચાર્વાકની આપણી પ્રાચીન વીચારધારા સાથે ભવ્ય સામ્ય ધરાવે છે. એનો અર્થ એમ થાય કે હાલની રૅશનાલીઝમની વીચારધારાને 2500 વર્ષ પહેલાં ગૌતમ બુદ્ધે અને 3000 વર્ષ પહેલાં મહર્ષી ચાર્વાકે ચલાવવાનો જોરદાર પ્રયાસ કર્યો હતો. જેમાં બુદ્ધને અસરકારક સફળતા પણ પ્રાપ્ત થઈ હતી. આપણા દેશનો ઈતીહાસ કહે છે કે બુદ્ધની એ વીજ્ઞાનવાદી અને માનવવાદી વીચારધારા બુદ્ધ દ્વારા કંઈ એકાએક ટપકી પડી નહોતી, પરન્તુ બુદ્ધ પુર્વે પણ ભારતમાં તે પ્રચલીત હતી. શક્ય છે કે તે સમયના ભારતીય સમાજની એ સ્વાભાવીક અને પરમ્પરાગત રીતે ચાલતી આવેલી એ જીવન પ્રણાલી હતી અથવા ભારતીય પ્રજાનો એ લોકધર્મ

હતો. ચાર્વાક અને બુદ્ધની આ વીચારધારા વૈદીક વર્ણવ્યવસ્થાની વીચારધારાની વીરોધી વીચારધારા હોવાથી તે વીચારધારા આર્યોની તો નથી જ. સ્પષ્ટ છે કે તે વીચારધારા આર્યો આવ્યા તે પુર્વે ભારતમાં ભારતની પ્રજાના લોકધર્મ યા જીવન જીવવાની પ્રાકૃતીક રીત તરીકે પ્રવર્તમાન હતી જ.

આઝાદી પછી આપણા દેશમાં રૅશનાલીસ્ટો દ્વારા રૅશનાલીઝમની વીચારધારાનો પ્રચાર–પ્રસાર થઈ રહ્યો છે. જેના દ્વારા તેઓ સમાજમાં વ્યાપ્ત વહેમો, અન્ધશ્રદ્ધાઓ, અવૈજ્ઞાનીક ખ્યાલો, કુપ્રથાઓ સામે સમાજને જાગૃત કરી ઈશ્વર અને ધર્મ તથા સંસ્કૃતીના બહાના તળે વ્યર્થ અને હાનીકારક ક્રીયાકાંડો અને ચમત્કારો દ્વારા સમાજનું સર્વાંગી શોષણ કરી રહેલાં સ્થાપીત–હીતવાદીઓથી તેમને બચાવીને સમાજમાં સમાનતા, એકતા અને બન્ધુતાની સ્થાપના કરવાનો ભરપુર પ્રયાસ કરી રહ્યાં છે. પરન્તુ તેમની સામે આજે મોટી અને મુખ્ય મુંઝવણ એ છે કે તેમને પોતાના આ કાર્યમાં શાસન, પ્રશાસન, ન્યાયતન્ત્ર અને મીડીયાનો જરા પણ સાથ–સહકાર મળતો નથી યા નજીવા પ્રમાણમાં મળે છે. તાજેતરમાં જ્યોતીષની વીરુદ્ધમાં રૅશનાલીસ્ટો દ્વારા કરવામાં આવેલી જનહીતની અરજીને મુમ્બઈ હાઈકોર્ટે જ્યોતીષને 5000 વર્ષ પુરાણી ભારતીય વીદ્યામાં ખપાવીને ખારીજ કરી નાખી. અગાઉ ગુજરાત–ગાંધીનગર પાસેના રુપાલની પલ્લીના હાનીકારક ક્રીયાકાંડની નાબુદીની રૅશનાલીસ્ટોની અરજીને ‘રાજ્ય લોકોની ધાર્મીક બાબતોમાં હસ્તક્ષેપ ન કરી શકે’ એવા બહાના તળે રદ કરી હતી. મહારાષ્ટ્ર વીધાનસભામાં વહેમ–અન્ધશ્રદ્ધા નીવારણ ખરડો મંજુર થઈ ગયો હોવા છતાં સરકાર ધર્મ અને સંસ્કૃતીના બહાના તળે તેના અમલ અંગે નીષ્ક્રીય છે. આ બધા સંજોગો દર્શાવે છે કે શાસન–પ્રશાસનના સાથ વીના રૅશનાલીઝમની વીચારધારાના પ્રસાર–પ્રચારનું પ્રમાણ અતી અલ્પ જ રહેશે.

વાસ્તવીકતા એ છે કે ધર્મ, સંસ્કૃતી અને ઈશ્વરના આકર્ષક બહાના તળે સ્થાપીતહીતો દ્વારા સમાજના થઈ રહેલાં માનસીક, આર્થીક અને સામાજીક શોષણની નાબુદી કરવાનું કાર્ય યા જવાબદારી શાસનની જ છે. પરન્તુ આશ્ચર્યની

વાત એ છે કે શાસન આ ધર્મ અને સંસ્કૃતીના બહાના તળે જ પોતાની જવાબદારીમાંથી છટકી જવાનો પ્રયાસ કરે છે. શાસન આ રીતે પોતાની ફરજ અને જવાબદારીમાંથી છટકી ન શકે તે માટે આપણા સમગ્ર સમાજ અને શાસનને પણ આપણા અસલ–પ્રાચીન ધર્મ અને સંસ્કૃતીથી માહીતગાર કરવાની આવશ્યક્તા છે અને તે માટે આપણા સમાજને આપણા પ્રાચીન, વૈજ્ઞાનીક અને માનવવાદી એવા ચાર્વાકદર્શનનો સમ્પુર્ણ ઈતીહાસ જણાવવાની આજે આવશ્યક્તા ઉભી થઈ છે. જેનાથી આપણા સમાજને પોતાના સાચા ધર્મ અને સંસ્કૃતીની જાણ થવાથી ખોટા ધર્મ અને સંસ્કૃતીમાંથી છુટવામાં સરળતા અને મોકળાશ પ્રાપ્ત થશે, તેમ જ શાસનના શોષણવીરોધી પગલામાં સમાજ અવરોધરુપ પણ નહીં બને. આપણા સમાજમાં વ્યાપ્ત ભ્રષ્ટાચાર, અપ્રમાણીકતા, અનૈતીકતા, શોષણ, અન્યાય અને અસમાનતાની નાબુદી અર્થે આપણા પ્રાચીન ચાર્વાકદર્શનનું દીગ્દર્શન ઐતીહાસીક દૃષ્ટીબીન્દુએ આ હેતુને લક્ષ્યમાં રાખીને જ આ લેખમાળા રજુ કરી રહ્યો છું.

રૅશનાલીઝમ એ કોઈ વીદેશથી આયાત કરેલી નુતન આધુનીક વીચારધારા નથી; પરન્તુ એના મુળ આપણા સૌથી પ્રાચીન ચાર્વાકદર્શનમાં જોઈ શકાય છે.

દાર્શનીક પરમ્પરાના ઈતીહાસમાં ચાર્વાકમતનું સ્થાન અગત્યનું છે. આ વીચાર સર્વસાધારણ લોકોમાં આદી કાળથી પ્રચલીત હતો. એના મુળ વેદની ઋચાઓમાં જોવા મળે છે. ઈતીહાસ જોતાં એવું અનુમાન થઈ શકે છે કે તત્વજ્ઞાન જેટલું પુરાણું છે, તેટલો જ ચાર્વાકનો ભૌતીકવાદ પુરાણો છે.

બુદ્ધે ધર્મને નામે હીંસા, વ્યભીચાર અને અરાજકતા જોયા ત્યારે સત્યની શોધ માટે પ્રયાણ આદર્યું. પરમ્પરાગત તપ, ક્લેશ અને સમાધીથી કોઈ સફળતા ન મળતા ચાર્વાક સીદ્ધાન્તો પર લક્ષ કેન્દ્રીત કર્યું. ચાર્વાકના અનાત્મવાદનો સીદ્ધાંત સ્વીકાર કરી તેનો પ્રચાર કર્યો. તીબેટમાં એક અલ્પસંખ્યક જુથ છે જે બુદ્ધને લોકાયત પરમ્પરાના 12માં આચાર્ય માને છે.

## 2

# ચાર્વાકદર્શન વીશે કેટલાંક મહાનુભવોના ઉદ્ગારો

અનુક્રમણીકા

### સ્વામી સચ્ચીદાનન્દ :

આશ્ચર્ય અને ખેદની વાત છે કે સ્વામી સચ્ચીદાનન્દ (સનાતન સેવાશ્રમ, ટીંબા હનુમાન મન્દીર, હારીજ – 384 240. જીલ્લો : પાટણ.) ચાર્વાકદર્શનમાં રહેલા નીરીશ્વરવાદને કારણે તેનું મુલ્ય અને મહત્તા પારખવામાં નીષ્ફળ ગયા છે. તેમનું કહેવાનું છે કે નાસ્તીકતાને કારણે તે નષ્ટ થયું. સ્થાપીત હીતોએ ચાર્વાક અને ચાર્વાકના સાહીત્યનો નાશ કર્યો તે હકીકતની તેઓ ઉપેક્ષા કરતાં લખે છે કે માણસ એક ઈશ્વરની બાબતમાં જ આસ્થાથી જીવે છે. બાકીની તમામ બાબતોમાં એ પોતાની વીવેકબુદ્ધીથી જીવે છે. માણસ ગમે તે બસ કે ટ્રેનમાં એવી આસ્થાથી બેસી જતો નથી કે આ બસ અને ટ્રેન તેને પોતાના ગંતવ્ય સ્થાને અવશ્ય લઈ જશે. બજારમાં કોઈ પણ વસ્તુની ખરીદી તે વસ્તુને ચકાસી–ચકાસીને કરે છે. દુધનો દાઝેલો મનુષ્ય છાસ પણ ફુંકીને પીએ છે. સંતાનોની સગાઈ તે સાત ગળણે પાણી ગાળતો હોય તે રીતે કરે છે. આમ, જીવનના લગભગ તમામ કાર્યોમાં પોતાના તર્ક અને અનુભવને કામે લગાડતો માણસ માત્ર ઈશ્વરની વાતમાં જ પોતાની વીવેકશક્તીને નેવે મુકીને શ્રદ્ધા કે આસ્થાને અનુસરે છે. કારણ કે ધર્મ, ધર્મગ્રન્થ અને ધર્મગુરુ દ્વારા એને એવું ખોટું શીક્ષણ ગળથુથીમાં જ આપવામાં આવેલું છે. શીશુવયથી જ પડેલાં આ શ્રદ્ધા આધારીત કુસંસ્કારોને કારણે જ ઈશ્વરનું નામ આવતાં જ માણસ જાણે કે ભાન ભુલી જાય છે અને બુદ્ધીન બકવાસ અને ક્રીયાકલાપ કરવા લાગે છે. ઈશ્વર વીશે સ્વામી સચ્ચીદાનન્દજીની ખુદની પણ એવી જ હાલત છે. તેઓ લખે છે કે પોતે ઈશ્વરને જોયો નથી, પરન્તુ એની કૃપાનો અનુભવ અનેકવાર થયો છે. અર્થાત્ તેઓ ઈશ્વરને પોતાના ઉપર કૃપા કરનાર દયાળુ માને છે. મેં એમને એકવાર પ્રશ્ન કર્યો કે જગતમાં નીર્બળ અને નીર્દોષ અબાલવૃદ્ધ નર–નારીઓ ઉપર નીરન્તર અત્યાચારો

ચાલતાં હોય એવા જગતમાં દયાળુ, સર્વજ્ઞ અને સર્વશક્તીમાન ઈશ્વર છે એવું કઈ રીતે માની શકાય ? ત્યારે એમણે જવાબ આપ્યો કે ઈશ્વર તો દૃષ્ટા છે. (અર્થાત્ ઈશ્વર સાક્ષીભાવે રહે છે, તે કશું જ કરતો નથી) તો પછી સ્વામી ઉપર ઈશ્વરે અનેકવાર કૃપા કરી છે એ બાબત કેવી રીતે સાચી હોઈ શકે ? અર્થાત્ એ એમની મીથ્યા આસ્થા છે. ઉપરાન્ત તેઓ ઈશ્વરને ફાવે ત્યારે કુપા કરનાર અને ફાવે ત્યારે દૃષ્ટા કહીને છટકી જાય છે. વાસ્તવમાં તેમનો આવો અભીગમ દમ્ભ અને છેતરપીંડીયુક્ત છે. ઈશ્વરને સાથે રાખીને સ્વામી સચ્ચીદાનન્દજી હીન્દુ સમાજમાંથી વહેમ અને અન્ધશદ્ધાઓ નાબુદ કરવા અર્થે લગભગ 40–45 વર્ષથી કાર્યરત હોવા છતાં હીન્દુપ્રજામાં અન્ધશ્રદ્ધાઓનું પ્રમાણ ઘટવાને બદલે આજે ખુબ વધેલું જણાય છે જેનું કારણ તેમણે ચાર્વાકદર્શનની કરેલી ઘોર ઉપેક્ષા છે, જેને કારણે હીન્દુપ્રજાનું આજે ઘોર અધઃપતન થયું છે.

અધોગતીનું મુળ વર્ણવ્યવસ્થામાં સ્વામીજી લખે છે કે ‘ભારતની મુળ અનાર્ય પ્રજા જ્યારે શીકારી દશામાં હતી ત્યારે પશુપાલક આર્યો વગેરેનાં ઝુંડ આવી–આવીને (ભારતમાં) વસવા–વીચરવા લાગ્યાં’ 1922 પહેલાં કોઈએ આવું વીધાન કર્યું હોત તો તે સમજી શકાય, પરન્તુ આઝાદી પછી 41 વર્ષે અને સીન્ધુખીણની સંસ્કૃતીની શોધ થયા પછી 66 વર્ષે સ્વામી સચ્ચીદાનન્દજી જેવા ક્રાન્તીકારી કહેવાતા સંત આવું અસત્ય વીધાન બેધડક રીતે કરે તો તે બેહદ ગમ્ભીર લજ્જાસ્પદ બાબત જ ગણાય. સ્વામીજી જેવા કહેવાતા ખુલ્લા મન–મગજથી વીહરનારા સન્ત જો સીન્ધુ સંસ્કુતીની આવી ઘોર ઉપેક્ષા આસાનીથી કરી શકતા હોત તો સમાજના અન્ય વીદ્વાનો, ચીન્તકો, લેખકો અને ઈતીહાસકારોની દૃષ્ટી કેવી સંકુચીત હશે ? સ્વામીજીના કદાચ 40–45 વર્ષના કહેવાતા ક્રાંતીકારી વીચારોના પ્રચાર પછી આજે આપણા સમાજમાં અન્ધશ્રદ્ધાઓનું પ્રમાણ ઘટવાને બદલે વધી રહ્યું હોય એવું લાગે છે, તેનું કારણ હવે સમજી શકાય છે.

### પ્રા. સી. વી. રાવળ :

પ્રા. સી. વી. રાવળ તત્વજ્ઞાનના પ્રોફેસર તેમ જ બહાઉદ્દીન આર્ટ્સ કૉલેજ, જુનાગઢના વીભાગાધ્યક્ષ છે. ચાર્વાકદર્શનનો તેમણે કરેલો અભ્યાસ વીશાળ, ગહન, વ્યાપક અને ચીન્તનીય છે. જે એમણે લખેલા 'ચાર્વાકદર્શન' ગ્રન્થમાં જોઈ શકાય છે. અનેક મહાવીદ્વાનોના ચાર્વાકદર્શન વીશેના અભ્યાસોનો તેમણે અભ્યાસ કર્યો છે, અને એ વીશાળ અભયાસને અન્તે તેઓ જણાવે છે કે 'અન્તે આપણે એટલું તો સ્વીકારવું જ પડે છે કે સાચું તત્વજ્ઞાન અતી કઠીન બાબત હોવાથી દેથી ભીન્ન આત્મા, પુર્વજન્મ અને પુનર્જન્મની સંકલ્પનાઓ, પાપ તથા પુણ્ય વગેરે દરેક બાબતને બાહ્ય રીતે માનવા છતાં આચરણ કરતી વેળાએ આ વીશેની શ્રદ્ધા નહીવત્ હોય છે. ચાર્વાકમતની ભરપુર નીન્દા કરવા છતાં રોજીન્દા વ્યવહારીક જીવનમાં તો મોટાભાગના લોકોનું આચરણ ચાર્વાક ઉપર આરોપીત સીદ્ધાન્તો મુજબનું જ હોય છે.

પ્રા. સી. વી. રાવળ આગળ વધુમાં જણાવે છે કે 'ભારતીયદર્શન વીશે દાર્શનીક જગતમાં જો કોઈ દર્શન વીશે સૌથી વધારે ગેરસમજ ફેલાયેલી હોય તો તે ચાર્વાકદર્શનના બારામાં ફેલાયેલ છે. ..... આ દર્શનના સીદ્ધાન્તોની પ્રામાણીક છણાવટ જેમાં થઈ હોય એવા ગ્રન્થો જો આપણને ઉપલબ્ધ હોત તો આટલી ગેરસમજ એના વીશે ફેલાત નહીં. ..... દાર્શનીક પરમ્પરાના ઈતીહાસમાં ચાર્વાકદર્શનનું સ્થાન અગત્યનું છે. ... તે દર્શન સર્વસાધારણ પ્રજાને આકર્ષે તેવું પ્રબળ અને પ્રચલીત હતું જ. ..... ગાર્બે લખે છે કે અનેક પ્રમાણો દ્વારા એમ બતાવી શકાય એમ છે કે  આરંભનું બૌદ્ધ અને જૈન દર્શન નીરીશ્વરવાદી હતું. ..... એ વસ્તુનો સ્વીકાર કરવો પડશે કે લોક્યમતવાદ સીદ્ધ ભુતચૈતન્યવાદનું ખંડન મજબુત પ્રમાણો દ્વારા આજપર્યંત થઈ શક્યું નથી. ..... માધવાચાર્ય તેમના સર્વદર્શન સંગ્રહમાં કહે છે કે ચાર્વાકમતના ખંડનની ચેષ્ટા કરવી એ દુ:સાહસ અને દુ:ચેષ્ટા છે.'

## પ્રા. રમણ પાઠક :

પ્રા. રમણ પાઠક 'વાચસ્પતી' એ અલગથી ચાર્વાકદર્શનનો સમીક્ષા કરતો ગ્રન્થ લખ્યો નથી. પરન્તુ તેમણે સુરતના દૈનીક 'ગુજરાતમીત્ર'ની કૉલમ 'રમણ–

ભ્રમણ' અને મુમ્બઈના દૈનીક 'સમકાલીન'ની કૉલમ 'સંશયની સાધના'માં ચાર્વાકસુત્રના જે પન્દરેક જેટલાં શ્લોક પ્રાપ્ય છે તે તમામ શ્લોકનું વીવેચન કરતી લેખમાળાઓ અવશ્ય લખી છે. આ લેખમાળાઓમાં તેમણે ચાર્વાકસુત્રનું વીવેચન તેમની સ્પષ્ટ, વેધક, રોચક અને મર્મભેદી શૈલીમાં વૈજ્ઞાનીક ઢબે કર્યું છે. તેનાથી આપણા તમામ ભ્રમો અને ભયોનું નીરસન થઈ જાય છે અને ચાર્વાકસુત્રોમાંથી આપણને જીવન જીવવાની એક નુતન વૈચાનીક શૈલી પ્રાપ્ત થાય છે. ચાર્વાકને તેઓ રૅશનાલીઝમના જનક ગણે છે. ગૌતમ બુદ્ધને તેઓ રૅશનાલીસ્ટ કહે છે. નીરીશ્વરવાદને તેઓ રૅશનાલીઝમનો પાયો ગણે છે. વર્ણવ્યવસ્થા, તદ્‌જન્ય ક્રીયાકાંડો અને અન્ધશ્રદ્ધાઓની એમની ધારદાર વાણીમાં કડક આલોચના કરી તેઓ જીવનમાં વૈજ્ઞાનીક અભીગમ અપનાવવાની છેલ્લાં ચાલીસેક વર્ષથી સતત હીમાયત લાજવાબ રીતે કરી રહ્યાં છે. ઈશ્વરની પ્રાર્થનાને તેઓ આત્મતુચ્છકારયુક્ત ભીખારીવેડાં કહે છે અને શ્રાદ્ધ–તર્પણાદી કર્મકાંડોને  તેઓ બ્રાહ્મણોની ધુર્તયોજના તરીકે બેધડકપણે જણાવે છે. છેલ્લાં ચાલીસ વર્ષમાં તેમની લેખમાળાના તેમના ચાલીસેક જેટલાં લેખસંગ્રહો પ્રગટ થઈ ચુક્યા છે.  તમામ સાહીત્ય વાંચતા આપણને એવો અનુભવ થાય છે કે તેના પાને–પાને ચાર્વાક ધબકે છે અને તેઓ આપણને આધુનીક યુગના બૃહસ્પતી યાને આધુનીક ચાર્વાક હોય એવું જણાય છે. એમના આ વીચારોથી પ્રેરાઈને કથાકાર શ્રી. મોરારીબાપુ એમના મીત્ર બન્યા અને રૅશનાલીઝમની પ્રવૃત્તીઓના મદદગાર પણ બન્યા છે.

પ્રા. રમણ પાઠક સીન્ધુઘાટીની સંસ્કૃતીનો ઉલ્લેખ કર્યા વીના પણ માત્ર ચાર્વાકદર્શનને આધારે જ વારંવાર કહેતા રહ્યા છે કે 'રૅશનાલીઝમ એ જીવન જીવવાની સર્વોત્કૃષ્ટ ભારતીય કળા છે' જ્યારે સ્વામી સદાનન્દજીનું સંશોધન કહે છે કે વેદકાળ પુર્વે સીન્ધુઘાટીની સંસ્કૃતીમાં વસનારાં આપણા પુર્વજોની જીવન જીવવાની સ્વાભાવીક પારમ્પરીક રીતને જ દેવગુરુ બૃહસ્પતી(ચાર્વાક) એ વ્યવસ્થીત શાસ્ત્રીય સુત્રાત્મક રુપ આપ્યું હતું. ત્યારે સાશ્ચર્ય આનન્દ થાય છે કે પ્રા. રમણ પાઠકના વીચારો સાથે સ્વામી સદાનન્દજીનું સંશોધન અનાયાસે જ કેવું ભવ્ય સામ્ય ધરાવે છે?

## શ્રીમદ્ સ્વામી સદાનન્દજી મહારાજ :

હારીજ જી. પાટણના સનાતન સેવાશ્રમના સન્ત શ્રીમદ્ સ્વામી સદાનન્દજીના 'ચાર્વાકસુત્ર' અને 'ચાર્વાકદર્શન' ગ્રન્થોમાં ચાર્વાકસુત્રોનું એમણે કરેલું વીવેચન અદ્ભુત આનન્દદાયક છે. હીન્દુ ધર્મગ્રન્થો અને દર્શનશાસ્ત્રોનો તેમનો અભ્યાસ દાદ માગી લે તેવો વીશાળ અને ગહન છે. ચાર્વાકસુત્રોનું એમણે કરેલું વીવેચન અતી ઉચ્ચ કક્ષાનું, સુક્ષ્મ અને પારદર્શક છે. એમણે શુદ્ધ તાર્કીક, વૈજ્ઞાનીક, વાસ્તવીક અને ઐતીહાસીક દૃષ્ટીબીન્દુએ જે વીશ્લેષણ કર્યું છે તે લાજવાબ તથા આપણી હીન્દુ પ્રજાને અત્યંત આશ્ચર્યમાં મુકનારું, ચોકાવનારું અને સાથે સાથે જાગૃત કરનારું પણ છે.

શ્રીમદ્ સ્વામી સદાનન્દજીની સમીક્ષાનું સૌથી વીશીષ્ટ અને વીલક્ષણ પાસું એ છે કે ભારતના તમામ વીદ્વાનોએ જે સીન્ધુઘાટીની સંસ્કૃતીની ઘોર ઉપેક્ષા કરી છે, તે સંસ્કૃતીને તેમણે ભવ્ય રીતે ઉજાગર કરી છે. એટલું જ નહીં, પરન્તુ ચાર્વાકદર્શન મુળ એ સીન્ધુઘાટીની સંસ્કૃતીમાં હોવાનું તેમણે પ્રબળતાથી સાધાર પુરવાર કર્યું છે. ચાર્વાકદર્શનને તેઓ એક માત્ર ભારતીય દર્શન માને છે અને તે સમ્પુર્ણપણે વૈજ્ઞાનીક હોવાનું પણ પુરવાર કરવામાં સફળ થયા છે અને ઐતીહાસીક દૃષ્ટીએ ચાર્વાકદર્શનના તેમણે કરેલા મુલ્યાંકનથી તેઓ વધારેમાં વધારે સત્યની નજીક જવામાં સફળ થયાં છે. ચાર્વાકદર્શન પ્રત્યેની તેમની નીષ્ઠા, વીશ્વાસ, વફાદારી અને પ્રતીબદ્ધતા ગજબની છે. તેમની સત્યવક્તા તરીકેની નીર્ભીક્તા, હીમ્મત અને સાહસ પણ આપણને અચમ્બામાં મુકી દે તેવા છે. જુઓ તેમના થોડાક ઉદ્ગારો .....

'મનુષ્યજાતી એ એક જ વર્ણ છે, વર્ણવ્યવસ્થા એ બ્રાહ્મણોએ મનુષ્યજાતી પર કરેલો અન્યાય અને સ્વાર્થી માણસોએ રચેલો પ્રપંચ છે ..... વર્ણવ્યવસ્થાએ આપણા રાષ્ટ્ર તથા લોકોની જેટલી અધોગતી કરી છે એટલી બીજી કોઈ સંસ્કૃતીએ તેમના રાષ્ટ્ર અને લોકોની નથી કરી ..... આ વર્ણવ્યવસ્થાને કારણે જ સમાજમાં એક

ખાસ વર્ગ દ્વારા એક ખાસ સમુદાય પર ધર્મ અને ઈશ્વરપ્રેરીત વ્યવસ્થાને નામે અત્યાચાર ગુજારાતો રહ્યો છે'

'ઈશ્વરવાદને કારણે જ જગતમાં અશાંતી ઉત્પન્ન થઈ છે અને જો તેને સમયસર દુર કરવામાં નહીં આવે તો હજી વધુ  અશાન્તી ફેલાશે, અને પ્રગતી અવરોધાશે. અનીશ્વરવાદની પ્રસ્થાપના વીના પુર્ણ શાન્તી અને પ્રગતી અશક્ય છે.'

'પાંચ હજાર વર્ષ પહેલાં સમગ્ર ભારતમાં માત્ર અનીશ્વરવાદી વીચારધારા પ્રવર્તતી હતી. આર્યોએ ભારતવર્ષમાં પ્રવેશીને આપણી મુળ સંસ્કૃતી, વીચારધારા અને પ્રગત્ત જીવનશૈલી ઉપર કુઠારાઘાત કરી આપણી પ્રજાના બૌદ્ધીક–વૈચારીક માનસને જડ બનાવી ઈશ્વરવાદી વીચારધારા ઠોકી બેસાડી. જો કે એનો સામનો હીરણ્યકશ્યપ, રાવણ, દુર્યોધન, બુદ્ધ અને મહાવીર સ્વામીએ ઘણો પ્રબળતાથી કર્યો'

'બૃહસ્પતી અને ચાર્વાક, બુદ્ધ અને મહાવીર, હીરણ્યકશ્યપ અને પ્રહલાદ, રાવણ અને દુર્યોધન એ બધાંએ સ્થાપેલ અનીશ્વરવાદને પુનઃ સ્થાપીત કરીને આપણે એમનું આપણા પરનું ૠણ અદા કરીએ'

'અનીશ્વરવાદ અમારું સાંસ્કૃતીક મુળ, વારસો અને સભ્યતા છે. દેવોના ગુરુ બૃહસ્પતીની એ એક સ્વયંસ્ફુરણા હતી. આર્યોએ અમારે ત્યાં આવીને અમારું મુળ, વારસો અને સભ્યતાને નેસ્તનાબુદ ત્યાં સુધી કરી છે કે શ્રેષ્ઠ રાજસ્વી, મહાવીદ્વાન, નીતીજ્ઞ અને દીર્ઘદષ્ટા અમારા બ્રહ્મદેવ રાવણને અમારા હાથે જ (દર વર્ષે) બાળવો પડે છે.'

'ભારતવર્ષની મુળ પ્રજા અનાર્ય હતી અને અનીશ્વરવાદી હતી. આ દેશમાં આર્યોના આગમન પછી ચાલાક અને દમ્ભી આર્યોએ તેમની વીચારધારા શામ, દામ, દંડ અને ભેદ નીતીથી અનાર્યો ઉપર ત્યાં સુધી ઠોકી બેસાડી કે દુર્યોધન જેવા બુદ્ધીશાળી અને નીપુણ રાજસ્વી કરતાં ભોટ પાંડવોને અમારે સારાં કહેવા પડે છે.'

**3**

## વીષયપ્રવેશ : ચાર્વાકદર્શનનાં મુળ અને કુળ

અનુક્રમણીકા

ચાર્વાકદર્શનનું મુળ નામ લોકાયતદર્શન છે. તેને લોકાયતવાદ પણ કહેવામાં આવ્યો છે. નામ પરથી જ ખ્યાલ આવે છે કે તે લોકોનું દર્શન છે. લોકોનું અર્થાત્ લોકો દ્વારા આયાત થયેલું અથવા લોકો દ્વારા પ્રચલીત અને પ્રસ્થાપીત થયેલું. અર્થાત્ પ્રારમ્ભમાં લોકાયતદર્શન કોઈ એક જ વ્યક્તી દ્વારા પ્રસ્થાપીત નહીં જ હોય; પરન્તુ લોકોએ પોતાના સુદીર્ઘ, અંગત અને અનન્ત જીવનાનુભવોને આધારે અમુક ચોક્કસ રીત–ભાત, રીવાજો, નીતી–રીતીઓ, માન્યતાઓ આધારીત જીવનપ્રણાલી ક્રમશઃ વીકસાવી હશે. જેમાં કુટુમ્બ–કબીલાઓના સમગ્ર લોકોના હીત અને સુખનો વીચાર કરવામાં આવ્યો હશે. એવું જરુરી નથી કે તે વખતે તેઓ પોતાની આવી જીવનપદ્ધતીને લોકાયતવાદ કે લોકાયતદર્શન કહેતા હશે. જેનું સ્પષ્ટ ઉદાહરણ આજે પણ જોઈ શકાય છે કે દુર–સુદુરના આદીવાસીઓ પોતે પોતાની રીતે વીકસાવેલી જીવનપ્રણાલી મુજબ જીવી રહ્યાં છે. એને માટે એમને કોઈ દર્શનગ્રન્થ કે દર્શનકારની આવશ્યક્તા નથી. એ જ રીતે લોકાયતદર્શન એ પ્રાચીન ભારતીય પ્રજાની સહજ રીતે વીકસેલી જીવનપ્રણાલી હશે. લોકાયતદર્શન યા લોકાયતવાદ એ તો પાછળના વીશેષ વીકસીત પ્રબુદ્ધજનોએ પોતાના પુર્વજોની આ જીવનપદ્ધતીને સંજોગોનુસાર આવશ્યક્તા ઉભી થતાં આપેલું ચોક્કસ નામ છે. આજની આપણી લોકશાહીની વ્યાખ્યા એવી છે કે લોકો દ્વારા, લોકો માટે, લોકો વડે ચાલતું શાસન. એવું જ લોકાયતવાદ વીશે કહી શકાય કે લોકો દ્વારા, લોકો માટે, લોકો વડે રચાયેલી અને ચાલી રહેલી જીવન જીવવાની રીત. લાગે છે કે લોકાયતવાદ એ આપણી પ્રાચીન ભારતીય પ્રજાની લોકશાહી ઢબની જીવન અને શાસન પ્રણાલી હોવી જોઈએ.

પ્રાચીન ભારતીય પ્રજાની પ્રાકૃતીક અને વાસ્તવીક રીતે જીવન જીવવાની કળાને પુસ્તકમાં સ્થાન આપી તેને શાસ્ત્રીયરુપ આપી દર્શન તરીકે મુકનાર પ્રથમ

વ્યક્તી ‘બૃહસ્પતી’ હતા. આ બૃહસ્પતી ઋગ્વેદ કાળમાં થઈ ગયા છે, તેઓ દેવોના અથવા આર્યોના ગુરુ હતા અને આર્યોમાં તેમનું અદકેરું માન–સન્માન હતું. બૃહસ્પતીએ લોકાયતવાદને પ્રથમ સુત્રોના સ્વરુપમાં રજુ કર્યું હતું. તેથી તેનું તે વખતનું નામ ‘બ્રાર્હસ્પત્યસુત્ર’ હતું. ‘બ્રાર્હસ્પત્યઅર્થશાસ્ત્ર’ તરીકે પણ તે પ્રચલીત હતું. અર્થાત્ ભારતનું તે પ્રથમ અર્થશાસ્ત્ર હતું. અર્થનો અર્થ છે પૈસો અથવા ધન. ધનસમ્પત્તીની જીવનમાં પ્રથમ આવશ્યક્તા છે. ધર્મ વીના માણસ જીવી શકે છે; પરન્તુ ધનસમ્પત્તી વીના માણસ જીવી શકતો નથી. તેથી બૃહસ્પતીએ પ્રારમ્ભમાં ધર્મશાસ્ત્ર નહીં; પરન્તુ અર્થશાસ્ત્ર લખવાની જરુર પડી છે એવું બનવા જોગ છે.

લોકાયતદર્શનના અનુયાયીઓ કે જે બહુધા બ્રાહ્મણો જ હતા, તેઓ લોકાયતદર્શનના તત્ત્વજ્ઞાનનો પ્રચાર મધુર ભાષા યા મીઠી વાણીમાં કરતા અને લોકોને સમજાવતા હતાં. મધુર એટલે ચારુ અને વાણી એટલે વાક્ (ચારુ + વાક્) = ચાર્વાક. આમ, લોકાયતદર્શનના પ્રચારકોને ત્યારબાદ ચાર્વાક તરીકે લોકો ઓળખવા લાગ્યા. તેથી બ્રાર્હસ્પત્યસુત્ર ત્યાર પછી ચાર્વાકસુત્ર અને ચાર્વાકદર્શન તરીકે પ્રસીદ્ધી પામ્યું. આમ, બૃહસ્પતી તે આદી ચાર્વાક છે. ચાર્વાક એ પરમ્પરા, પીઠ યા સંસ્થા બની ગઈ હતી. તેના બધા પ્રચારકો ત્યારબાદ ચાર્વાક તરીકે જ ઓળખાતાં. આ ચાર્વાકોને વીદ્વાનો લોકાયત કે લોકાયતીક તરીકે પણ સંબોધતા હતા.

શ્રીમદ્ સ્વામી સદાનન્દજી મહારાજે ‘ચાર્વાકસુત્ર’ ઉપરના પોતાના ભાષ્યમાં એક રસપદ, દીલચશ્પ અને વીચારણીય ઘટના લખી છે તે એ છે કે 21મી જાન્યુઆરી, 1930ના લાહોર ખટલામાં પકડાઈ ગયેલા વીર ભગતસીંહને મુત્યુદંડની સજા થઈ હતી. 23 માર્ચ, 1931નો દીવસ એમનો છેલ્લો દીવસ હતો. તે દીવસોમાં તેમને મળવા ગયેલાં પ્રાણનાથ વકીલે ભગતસીંહને આશ્વાસન આપતાં પ્રશ્ન કર્યો કે તેમની આખરી ઈચ્છા શું છે ? ત્યારે આ ક્રાન્તીકારી દેશભક્તે જેની માગણી કરી હતી તે કોઈની કલ્પનામાં પણ આવે તેમ નહોતી. કારણ કે તેમણે માગ્યું હતું ‘ચાર્વાકસુત્ર’.

વીર શહીદ ભગતસીંહની ત્યાગ, બલીદાન અને વીરતાનો ઈતીહાસ આપણને શીખવવામાં આવે છે; પરન્તુ ભગતસીંહની વીચારધારા શી હતી અને તેઓ આઝાદ ભારતમાં કેવા પ્રકારની વીચારધારાવાળું શાસન સ્થાપવા માગતા હતા, તેનો જરા સરખો ઈતીહાસ આપણી પ્રજાને જણાવવામાં કે ભણાવવામાં આવતો નથી, તે માત્ર આશ્ચર્યનો જ નહીં; પરન્તુ શરમ અને કમનસીબીનો વીષય છે. વીચારણીય પ્રશ્ન એ છે કે રાષ્ટ્રને માટે હસતે મુખે ફાંસીને માંચડે ચડી જનાર ભગતસીંહની વીચારધારાનો પરીચય આપણા સમાજ અને યુવાનોને આપવામાં આવતો નથી.

વાસ્તવીકતા એ છે કે ભગતસીંહ ચાર્વાકવાદી હતા. 'હું નીરીશ્વરવાદી કેમ છું ?' એવા શીર્ષકવાળી તેમણે પુસ્તીકા પણ લખી છે, જેમાં તેમણે ઈશ્વરના અસ્તીત્વ સામે અનેક ગહન ચીન્તનીય એવા તાર્કીક પ્રશ્નો ઉઠાવ્યા છે. ઉપરાન્ત તેમણે પોતાની જેલડાયરીમાં પણ ધર્મ અને ઈશ્વરને નામે સમાજને ફોલી ખાનારાં સ્થાપીતહીતોને ખુલ્લાં પાડ્યા છે અને સમાજને વહેમો, અન્ધશ્રદ્ધાઓ, કુરીવાજો અને વ્યર્થ, હાનીકારક, વર્ણવ્યવસ્થાજન્ય ક્રીયાકાંડોમાંથી છુટવાની હાકલ કરી છે.

વીર શહીદ ભગતસીંહ જ માત્ર નહીં; પરન્તુ આઝાદીની લડત સમયના અનેક લડવૈયાઓ ચાર્વાકવાદી હતા. જેમાં આન્ધ્ર પ્રદેશના વીજયવાડાના સુપ્રસીદ્ધ નાસ્તીક રામચન્દ્ર ગોરાનું નામ મુખ્ય ગણી શકાય. પ્રસીદ્ધ હીન્દુવાદી વીર સાવરકર પણ નીરીશ્વરવાદી હતા. આપણા ગુજરાતના ખેડા જીલ્લાના પ્રખ્યાત નરસીંહ પટેલ કે જેમણે 'ઈશ્વરનો ઈન્કાર' નામનું ખ્યાતનામ પુસ્તક લખ્યું હતું તે ઉપરાન્ત તેમના જેલ સાથીદાર વડોદરાના શ્રી. કમળાશંકર પંડ્યાને પણ તેમાં મુખ્ય ગણી શકાય એમ છે.

અલબત્ત પ્રાચીનકાળમાં ચાર્વાકની પત્ની ચારુણી અને તેમના શીષ્યો તથા તેમના સાહીત્ય સહીત ચાર્વાકનો તેમના વીરોધીઓ દ્વારા લગભગ સમ્પુર્ણ નાશ કરી નંખાયો હોવા છતાંય ચાર્વાકદર્શન કાયમ માટે સમાપ્ત થઈ જવાને બદલે કાયમ

જીવન્ત રહ્યું છે. એટલું જ નહીં; પરન્તુ 3000 વર્ષ પછી આજે એકવીસમી સદીમાં પુનઃ ઉજાગર થઈ રહ્યું છે. જે દર્શાવે છે કે ચાર્વાકદર્શનની વીચારધારા કેવી વૈજ્ઞાનીક, શાશ્વત અને સર્વકાલીન તથા વૈશ્વીક વીચારધારા છે.

આજપર્યન્ત ચાર્વાકદર્શનના માત્ર પન્દરેક જેટલા જ શ્લોકો ઉપલબ્ધ હતા. પરન્તુ હારીજ–પાટણનાં સનાતન સેવાશ્રમના સન્ત સ્વામી સદાનન્દજી મહારાજે હીન્દુ ધર્મગ્રન્થો અને દર્શનશાસ્ત્રોનો ગહન, વીશાળ અને વ્યાપક અભ્યાસ કરીને બીજા લગભગ 180 જેટલા શ્લોકો શોધી કાઢ્યા છે, જે એમના ગ્રન્થ ‘ચાર્વાકસુત્ર’ના દરેક પાનાને મથાળે છપાયેલાં છે. તે વાંચતા ખ્યાલ આવે છે કે એમાં રાજા, પ્રજા, રાય–રંક, સાધુ–સંસારી, વીદ્વાન–મુર્ખ તમામ પ્રકારના અબાલવૃદ્ધ નર–નારી માટે સુખી જીવન જીવવા માટેનું અણમોલ માર્ગદર્શન છે. ચાર્વાકદર્શન વીશે તેના વીરોધીઓએ જે અફવાઓ અને ભ્રમણાઓ ફેલાવી રાખેલી છે કે ચાર્વાકદર્શન એ નાસ્તીક અને ભોગવીલાસી લોકોનું શાસ્ત્ર છે, જે માત્ર ખાઈ–પીને મોજ કરવામાં જ માને છે; એવી તમામ ભ્રમણાઓનો તેનાથી ધ્વંસ થાય છે અને ખ્યાલ આવે છે કે ચાર્વાકદર્શન એ જીવન જીવવાની શ્રેષ્ઠ રીત શીખવતું શાસ્ત્ર છે.

અલબત્ત અત્યાર સુધી ચાર્વાકદર્શનના જે પન્દરેક જેટલા શ્લોકો ઉપલબ્ધ છે, તે આર્યોની વર્ણવ્યવસ્થા, તદ્‌જન્ય યજ્ઞાદી ક્રીયાકાંડો અને પુર્વજન્મ–પુનર્જન્મ, સ્વર્ગ–નરક, પરલોક, પ્રારબ્ધ, આત્મા–પરમાત્મા આદી માન્યતાઓ માટે પડકારરુપ છે. તેનું વીશ્લેષણ સ્વામી સદાનનદજીએ પોતાના ગ્રન્થ ચાર્વાકદર્શનમાં કર્યું છે, તે બેનમુન અને પ્રેરક છે. તેના વાચનથી વાચકની લગભગ તમામ ભ્રમણાઓ, અન્ધશ્રદ્ધાઓ અને અવૈજ્ઞાનીક ખ્યાલો ભાંગી પડે છે. તે ઉપરાન્ત તેમાં સ્વામીજીએ ચાર્વાકદર્શનનો જે ઈતીહાસ રજુ કર્યો છે, તે આપણી હીન્દુ પ્રજાને એક ભારે આંચકો લગાડનારો અને આંખો ઉઘાડનારો પણ છે. એટલું જ નહીં; પરન્તુ તે આપણા પ્રવર્તમાન ધર્મ અને સંસ્કૃતી વીશે પુનઃ વીચારણા કરવાની પ્રેરણા આપનારો પણ છે.

એક બીજી આશ્ચર્યકારક અને આનન્દદાયક વાત અહીં નોન્ધનીય છે કે જે વૈદીકકાળમાં આપણા દેશમાં બૃહસ્પતી(ચાર્વાક) જેવા ભૌતીકશાસ્ત્રી અને અર્થશાસ્ત્રી થઈ ગયા તે જ કાળમાં ગ્રીસમાં પણ એપીક્યુરસ નામના મહાન વીશ્વવીખ્યાત ચીન્તક થઈ ગયા છે. નવાઈની વાત એ છે કે એમની વીચારધારા પણ બીલકુલ ચાર્વાકવાદી વીચારધારાને મળતી આવે છે. આ બાબત દર્શાવે છે કે જગતમાં પ્રાચીનકાળમાં ઉપજેલાં લગભગ બધાં જ ધર્મોના ધર્મગુરુ–રાજનેતા અને ધનવાનોના સ્થાપીતહીતોએ ધર્મ અને ઈશ્વરને નામે સામાન્ય જનોને અન્ધશ્રદ્ધામાં ફસાવી સાર્વત્રીક શોષણ કરવાનું જ શરુ કર્યું હોવું જોઈએ. તેથી જ લગભગ દરેક દેશોમાં પ્રાચીનકાળમાં એનો પ્રચંડ વીરોધ કરનારા પ્રકાંડ પુરુષો પાકતા જ રહ્યા છે. એવો સીલસીલો દરેક કાળમાં રહ્યો છે અને આજે પણ ચાલુ છે. જોઈ શકાય છે કે દેશ અને દુનીયામાં આજે પણ સર્વત્ર રૅશનાલીસ્ટો અસ્તીત્વ ધરાવે જ છે. જે દર્શાવે છે કે રૅશનાલીઝમ એ વૈશ્વીક વૈજ્ઞાનીક જીવનપ્રણાલી છે.

આપણા દેશમાં 5000 વર્ષ પહેલાં મોહેં–જો–દડો અને હડપ્પાની સીન્ધુઘાટીની સંસ્કૃતીમાં જીવનારા આપણા પુર્વજો કે જેઓ તે સમયે આધુનીક વૈજ્ઞાનીક ઢબે જીવનારા એવા વીકસીત, સુસભ્ય અને સુસંસ્કૃત હતા, તેઓની જીવનપદ્ધતી આ ચાર્વાકવાદી જીવનપદ્ધતી જેવી જ હતી. આર્યગુરુ બૃહસ્પતીએ એમની જીવન જીવવાની કળાને જ વ્યવસ્થીત રીતે બાર્હસ્પત્યસુત્રમાં કંડારી હતી જે આજે ચાર્વાકદર્શન કહેવાય છે.

•

4

## ભારતમાં બે સંસ્કૃતીઓ વચ્ચેનો સંઘર્ષ અને સમન્વય

અનુક્રમણીકા

12 ડીસેમ્બર–2010ને દીવસે સુરતમાં પ્રા. રમણ પાઠક ‘વાચસ્પતી’ના લેખસંગ્રહ ‘વીવેક–વીજય’ની વીમોચન વીધી કથાકાર શ્રી. મોરારીબાપુના વરદ હસ્તે થઈ. ગ્રન્થનો પરીચય કરાવતાં શ્રી. વલ્લભભાઈ ઈટાલીયાએ તેમાંથી પ્રા. રમણ પાઠકે કરેલા પોતાના વસીયતનામાના કેટલાંક અંશો રજુ કર્યા હતાં. જેવા કે મારા મૃત્યુ પછી કોઈ પણ પ્રકારની ધાર્મીક વીધીઓ, શ્રાદ્ધ, તર્પણ, બ્રહ્મભોજન આદી કરશો નહીં તેમ જ મારા શબને અગ્નીદાહ દેવાને બદલે ભુમીદાહ દેજો. વગેરે... વગેરે. પરન્તુ ત્યારબાદ મોરારીબાપુએ પોતાના વક્તવ્યમાં એવું કહ્યું કે ‘અમારા કુળમાં તો જુના જમાનાથી એવી પ્રથા ચાલી આવે છે કે તેમાં મૃત્યુ પછી કોઈ પણ પ્રકારના ક્રીયાકાંડો કરવામાં આવતા જ નથી તેમ જ મૃતદેહને વાજતે–ગાજતે લઈ જઈને અગ્નીદાહ નહીં; પરન્તુ ભુમીદાહ જ દેવામાં આવે છે.’

વીચારણીય પ્રશ્ન અહીં એ છે કે આપણા હીન્દુસમાજમાં આવી બે ભીન્ન અને પરસ્પર વીરોધી પરમ્પરાઓ સદીઓથી અસ્તીત્વ ધરાવતી રહી હોવા છતાં એ કેમ અને શા માટે ? એવો પ્રશ્ન આપણને ક્યારેય ઉદ્‌ભવતો નથી. પ્રા. રમણ પાઠકની ‘સંશયની સાધના’ની વીચારધારાની પ્રશંસા કરતા મોરારીબાપુએ જણાવ્યું કે હમ્મેશાં દરેક વીષયમાં ‘સંશય કરતા રહો’. અર્થાત્ આવું કેમ ? અને શા માટે ? એવા પ્રશ્નો ઉઠાવતા રહો. પરન્તુ એક આપણે છીએ કે આવો કોઈ પ્રશ્ન આપણા મન–મગજમાં ક્યારેય ઉઠતો જ નથી. વાસ્તવીકતા એ છે કે આવો સવાલ આપણા મગજમાં કેમ ઉઠતો નથી એ આપણા માટે ગમ્ભીર વીચારણાનો પ્રશ્ન છે.

વાસ્તવીકતા એ પણ છે કે મોરારીબાપુનું કુળ જે પરમ્પરાને અનુસરી રહ્યું છે એને મળતી પરમ્પરા સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાત તથા કચ્છના દલીતો અને

આદીવાસીઓ તથા અન્ય પછાત વર્ગોમાં પણ જોઈ શકાય છે. અર્થાત્ તેઓ વર્ણવ્યવસ્થા પ્રેરીત મરણોત્તર ક્રીયાઓ પુરોહીતોને બોલાવીને કરાવતા નથી તેમ જ શબને ભુમીદાહ આપે છે. આપણા દેશના નાથપંથીઓ અને કબીરપંથીઓ પણ શબને બાળવાને બદલે દાટે છે. જૈનો અને બૌદ્ધો પણ મરણોત્તર ક્રીયાકાંડો કરતાં નથી. આવી બાબતો દર્શાવે છે કે આપણા હીન્દુ સમાજમાં જુદી–જુદી બે સંસ્કૃતીઓ હજારો વર્ષોથી સહઅસ્તીત્વ ધરાવે છે, પરન્તુ એ કેમ અને શા માટે, તેમ જ તેનો ઈતીહાસ જાણવાની જરા પણ ઈંતેજારી આપણને થતી નથી.

બીજી બાબત એ છે કે આપણા દેશમાં દર વરસે દશેરાને દીવસે લગભગ તમામ શહેરોમાં રાવણના પુતળાના દહનનો કાર્યક્રમ આનન્દોલ્લાસ સાથે જોરશોરથી ઉજવવામાં આવે છે. એટલું જ નહીં, તેની ઉજવણી સરકારી રાહે પણ થાય છે જેમાં દેશના વરીષ્ઠ રાજનેતાઓ, અધીકારીઓ અને આમજનતા હર્ષભેર ભાગ લે છે. ઉપરાન્ત દેશમાં સતત ચાલતી રહેલી રામકથાઓમાં રાવણને દુષ્ટ, અભીમાની, મદોન્મત અને વીકરાળ રાક્ષસ તરીકે ચીતરીને તેની બુરાઈઓ ગાવામાં આવે છે, અને તેનું મૃત્યુ આનન્દોત્સવ તરીકે ઉજવવામાં આવે છે. દેશમાં આવું બધું રાવણવીરોધી વાતાવરણ સતત અહર્નીશ પ્રચારીત–પ્રસારીત થઈ રહ્યું હોવા છતાં દેશમાં લાખો લોકો એવાં છે જે રાવણને પોતાના ઈષ્ટદેવ તરીકે પુજે છે. રાવણના પ્રાચીન મન્દીરો પણ છે, જેમાં રાવણની મુર્તીની પુજા–અર્ચના થાય છે. માતા–પીતા પોતાના પુત્રનું નામ રાવણ રાખવામાં સંકોચને બદલે ગૌરવ અનુભવે છે. દેશમાં રાવણના અર્વાચીન મન્દીરો પણ બન્ધાઈ રહ્યાં છે. એટલું જ નહીં, રાજસ્થાનના ગોંડ જન્મજાતીના લોકો પોતાને રાવણના વંશજ માને છે. મધ્ય પ્રદેશના ગોંડ લોકો હોળીમાં બાળવા માટે લાંબા ઉભા કરેલાં વાંસને છેડે નાની આડી લાકડી બાંધે છે, જેને તેઓ ‘મેઘનાદ’ કહે છે. (જે રાવણના મોટા પુત્રનું નામ છે) ઉદયપુર જીલ્લાના કમલનાથ પહાડ પર રાવણે તપ કર્યું હતું એવી માન્યતા આજે પણ પ્રવર્તમાન છે. બડી સાદડી તાલુકામાં પ્રાચીન સીતામાતા વન હતું જે આજે ‘સીતામાતા અભ્યારણ્ય’ તરીકે વીકસીત થયેલું છે. ગોંડબોલીમાં પર્વતના ઉંચા શીખરને ‘લંકા’ અને દક્ષીણ દીક્ષાને ‘લંકાઉ’ કહેવામાં આવે છે. રજપુતોમાં અહીં રાવણા રજપુતો

છે. મેવાડના સૌથી પ્રતાપી શાસકનું નામ કુમ્ભકર્ણ હતું અને એના પુત્રનું નામ મહારાવણ હતું. આ બધી બાબતો દર્શાવે છે કે રાવણની ઐતીહાસીકતા સ્પષ્ટ છે. રાવણ – શ્રીલંકાનો નહીં; પરન્તુ રાજસ્થાન–મધ્યપ્રદેશની આસપાસના લંકા તરીકે ઓળખાતા કોઈક પ્રદેશનો રાજા હોવો જોઈએ. ઉપરાન્ત તે ખુબ લોકપ્રીય રાજવી પણ હોવો જોઈએ. મુમ્બઈના ગુજરાતી વરીષ્ઠ પત્રકાર અને ઈતીહાસવીદ્ શ્રી. નગીનદાસ સંઘવી પોતાના ગ્રન્થ 'રામાયણની અન્તરયાત્રા'માં જણાવે છે કે રામે નર્મદા નદી પાર કરી નથી, અને વાલ્મીકી રામાયણમાં રામે રામેશ્વરમાં શીવલીંગની સ્થાપના કરી હોય એવો કોઈ ઉલ્લેખ નથી. એમનું આ સંશોધન પણ રાવણ શ્રીલંકન નહીં હોવાની અને ભારતીય હોવાની ગવાહી આપે છે. વાસ્તવીકતા તો એ પણ જણાય છે કે રામે સુગ્રીવાદી વાનરો દ્વારા સીતાની શોધ ચોમાસું પુરું થયા પછી અર્થાત્ લગભગ કારતક માસમાં શરુ કરી હતી. તેથી દશેરા રામવીજયનો દીવસ હરગીજ હોઈ શકે નહીં. છતાંય દશેરાને રામના વીજય દીવસ તરીકે ઉજવવાની પ્રથા કોણે, ક્યારે, શા માટે શરુ કરી હશે, તે વીશે વીચાર કરવા આપણે જરા પણ તૈયાર થઈ શકતાં નથી.

સામ્પ્રત સમયમાં મહાભારતની કથાઓ પણ દેશમાં નીરન્તર ચાલી રહી છે. જેમાં દુર્યોધનને અધર્મી, દુષ્ટ, અન્યાયી અને દગાખોર તરીકે ચીતરવામાં આવી રહ્યો છે. ઉપરાંત સદીઓથી આપણા જનસમાજમાં દુર્યોધનની એવી છબી વીદ્યમાન છે જ. પરન્તુ તમે છતાંયે આપણા દેશમાં લાખો લોકો એવાં છે જે દુર્યોધનને પોતાના આરાધ્ય દેવ તરીકે પુજે છે અને તેની માનતાઓ પણ માને છે. દેશમાં દુર્યોધનના પણ મન્દીરો આવેલાં છે. કેરલના પોરુવાડી વીસ્તારમાં દુર્યોધનની પુજાના ઉત્સવમાં ભરાતા મેળામાં લાખો માણસો દર વરસે ઉભરાય છે. મહારાષ્ટ્રના અહમદનગર પ્રાન્તમાં દુર્યોધનને લોકો દેવતા માનીને પુજે છે. ઉત્તરાખંડના અનેક ગામોમાં દુર્યોધનની પુજા થાય છે.

જેને પુરાણોમાં રાક્ષસ, દાનવ કે અસુર કહેવામાં આવ્યા છે તે બળીરાજાની યાદમાં કેરલમાં 'ઓણમ' નામનો ભવ્ય ઉત્સવ દર વરસે ઉજવવામાં

આવે છે. એવી માન્યતા છે કે બલીરાજા પાતાળમાંથી આ દીવસોમાં પોતાના રાજ્યની જનતાના સુખ–દુઃખ જોવા માટે આવે છે, તે પ્રજાને દુઃખી જોઈને દુઃખી ન થઈ જાય તે માટે લોકો આ ઉત્સવ દ્વારા સુખાનન્દમાં રહેવાનો પ્રયત્ન કરે છે.

મહારાષ્ટ્રમાં કહેવત છે કે 'અલા બલા જાવે ઔર બલી કા રાજ આવે'. અખાત્રીજને દીવસે મહારાષ્ટ્રની સ્ત્રીઓ બલીની યાદમાં પતી અને બન્ધુઓની આરતી ઉતારી રાખડી બાંધી પુજા કરે છે, જ્યારે ઉચ્ચ વર્ણની સ્ત્રીઓ બલીનું લોટનું પુતળું બનાવી તેને ઘરની બહાર ટીંગાડે છે. (અર્થાત્ બલી તરફ તીરસ્કૃત ભાવ દર્શાવે છે) એ જ રીતે ભારતની પ્રજા હોળીનો જે ઉત્સવ મનાવે છે તે હીરણ્યકશીપુ અને તેની બહેન હોલીકાના સ્મરણમાં જ ઉજવે છે.

આ બધો ઈતીહાસ દર્શાવે છે કે પુરાણોમાં જેને દાનવ, દૈત્ય, અસુર, રાક્ષસ, અધર્મી, ક્રુર અને દુષ્ટ કહેવામાં આવ્યા છે તેમને હજારો વર્ષથી ભારતની પ્રજાનો એક મોટો વર્ગ પોતાના દેવ તરીકે પુજી રહ્યો છે અને વીવીધ તહેવારો દ્વારા તેમને અને તેમના ઈતીહાસને જીવન્ત રાખી રહ્યો છે, તેમ જ પોતાના દેવો વીરુદ્ધ ઝેર ઑકી રહેલા પોતાના જ દેશબન્ધુઓ સામે વીરોધ નોંધાવવાની પરવા કર્યા વીના પોતાના દેવોની પુજામાં મસ્ત રહે છે. જ્યારે પોતાને સહીષ્ણુ, ઉદાર અને વીશાળ હૃદયવાળી કહેનારી હીન્દુપ્રજા પોતાની જ પ્રજાની આસ્થાની પરવા કર્યા વીના એમના દેવોની આકરી નીન્દા કાયમ કરતી રહે છે, એટલું જ નહીં તેના પુતળા સળગાવતા જરા પણ ખચકાટ અનુભવતી નથી. પરન્તુ જો કોઈ સંશોધનકાર વીદ્વાન રામજન્મભુમી કે રામસેતુ વીશે એતીહાસીક અને તાર્કીક ઢબે ટીકાટીપ્પણ કરે તો તેની કટુ આલોચના કરી લાખો લોકોની આસ્થા તેની સાથે હોવાનો દાવો આગળ કરે છે. પરન્તુ તે વખતે તેઓ રાવણ, દુર્યોધન, બલીરાજા અને હીરણ્યકશીપુ પ્રત્યે આસ્થા ધરાવનારાં લોકો પ્રત્યે આંખ આડા કાન કરે છે.

તાત્પર્ય એ છે કે ભારતની હીન્દુપ્રજા પરસ્પર વીરોધી એવી બે સંસ્કૃતીઓમાં વીભાજીત છે. અલબત્ત કાલપ્રવાહે આજે બન્ને વચ્ચે સમન્વય થયેલો

જોઈ શકાય છે. પરન્તુ તો પણ બન્ને સંસ્કૃતીઓ ભીન્ન અને પરસ્પર વીરોધી છે એની કોઈથી ના પાડી શકાય એમ નથી જ. આ સંજોગોમાં શ્રી. મોરારીબાપુ કહે છે તેમ આપણને 'સંશય થવો જોઈએ' કે આ બે સંસ્કૃતીઓ ભારતમાં કેમ અને શા માટે? એ બેમાં ખરી ભારતીય સંસ્કૃતી કઈ ? એક સંસ્કૃતી રાવણ, દુર્યોધન, બલીરાજા, હીરણ્યકશીપુ વગેરેને દેવ માને છે તો બીજી સંસ્કૃતી તેમને દૈત્ય માને છે, તો એ બેમાં સત્ય શું ? એવો પ્રશ્ન આપણને થવો જોઈએ કે નહીં ? એવો પ્રશ્ન આપણને ન થવાનું કારણ શું ? આપણે આ પ્રશ્નની ધરાર ઉપેક્ષા કેમ કરીએ છીએ?

સામ્પ્રત સમયમાં ભારતની બહુમતી હીન્દુપ્રજા જે સંસ્કૃતીનું અનુસરણ કરી રહી છે, તેની વીરોધી સંસ્કૃતીનું બયાન ચાર્વાકદર્શન કરી રહ્યું છે, જે આપણી સમગ્ર પ્રજા માટે ગહન ચીન્તન અને સંશોધનનો વીષય હોવો જોઈએ. એવું જરુરી નથી કે બહુમતી સત્ય જ હોય, તેથી આ સંજોગોમાં ચાર્વાકદર્શનનો ઈતીહાસ જાણવો અત્યન્ત આવશ્યક છે. અર્થાત્ ચાર્વાકદર્શનનો ઉદ્ભવ ભારતમાં ક્યારે થયો, કોના દ્વારા થયો, કયા સંજોગોમાં થયો અને શા માટે થયો, એ બધી બાબતો જાણવી જરુર છે. કોઈ પણ વીષયમાં સત્ય જાણવા માટે યા સત્યની વધુમાં વધુ નજીક જવા માટે જે તે વીષયના ઈતીહાસ જેવું મદદગાર પરીબળ બીજું એકેય હોઈ શકે નહીં. તો ચાલો આપણે સૌ ચાર્વાકદર્શનના ઉદ્ભવના ઈતીહાસમાં ડોકીયું કરીએ.

•

5

# ચાર્વાકદર્શનના ઉદ્ભવનો ઈતીહાસ

અનુક્રમણીકા

ચાર્વાકસુત્રની રચના કરનાર બૃહસ્પતી છે અને તેઓ આર્યોના પરમ આદરણીય અને પુજનીય એવા ગુરુ છે. અર્થાત્ તેઓ આર્ય કુળના છે. આ ઐતીહાસીક તથ્ય પોતાને આર્ય કહેનાર અને તેના સમર્થકો માટે મુંઝવનારી તથા શીરોવેદના સમાન ઘટના છે. કોઈ અનાર્ય કુળ કે આર્યવીરોધી કુળની વ્યક્તી આર્યોએ સ્થાપેલી પરમ્પરાનો વીરોધ કરે તો તેને ખંડનાત્મક ક્રીયા ગણાવી તેની ઉપેક્ષા કે અનાદર થઈ શકે; પરન્તુ ખુદ આર્ય કુળની જ સૌથી વીશેષ પ્રભાવશાળી અને ગુરુવર્ય વ્યક્તી, જ્યારે આર્યોની પ્રણાલીકાઓનો સખત વીરોધ કરે ત્યારે તે વીરોધનું મુલ્ય અને મહત્તા ઘણાં વધી જાય છે. એટલું જ નહીં, પરન્તુ તેમના એ વીરોધી વીચારોની વીશ્વસનીયતા પણ આપોઆપ પુરવાર થઈ જાય છે; કારણ કે બૃહસ્પતી જ્યારે કહે કે ચતુર્વર્ણવ્યવસ્થા, તદ્જન્ય હોમ–હવન–યજ્ઞાદી ક્રીયાકાંડો અને પરલોક, સ્વર્ગ–નરક, પુનર્જન્મ, પ્રારબ્ધ આદી માન્યતાઓ કેવળ બ્રાહ્મણોની વીના પરીશ્રમની આજીવીકા માટે રચવામાં આવેલાં છે, ત્યારે તેની સચ્ચાઈ સામે કોઈ મહાબળવાન આર્ય પણ પડકાર ન ઉઠાવી શકે તે પણ એટલું જ શક્ય છે.

અહીં વીચારણીય પ્રશ્ન એ ઉપસ્થીત થાય છે કે ખુદ આર્યોના જ ગુરુએ, આર્યોએ સ્થાપેલી વર્ણાશ્રમધર્મની પ્રણાલીકા સામે પ્રચંડ વીરોધ ઉઠાવી, તેની સામે ચાર્વાકદર્શન જેવી બળવાન સંસ્થાની સ્થાપના કેમ કરી ? એ સંસ્થાની પ્રચંડ બળવત્તાનો પુરાવો એ છે કે ઋગ્વેદકાળથી આજપર્યન્ત એ ચાર્વાક સંસ્થામાં એવા પ્રબળ ચાર્વાકો પેદા થતા રહ્યા છે, જેમણે પોતાના પ્રાણોની આહુતીઓ આપીને પણ વર્ણવ્યવસ્થાવાદી પરમ્પરાનો વીરોધ અને બૃહસ્પતીની ચાર્વાક પરમ્પરાનો પ્રચાર જીવન્ત રાખ્યો છે.

વાસ્તવીકતા એ છે કે જગતની તમામ પ્રજાઓમાં, જાતીઓમાં, વર્ણોમાં અને વંશ તથા કુળોમાં દરેક પ્રકારના મનુષ્યો પેદા થઈ શકે છે. અર્થાત્ સજ્જન–દુર્જન, મુર્ખ–વીદ્વાન, બહાદુર–કાયર, કલાકાર–અણઘડ, ઉમદા–અધમ આદી તમામ પ્રકારના મનુષ્યો, તમામ જાતી, કુળ અને વંશમાં જન્મી શકે છે. મહાન મનુષ્યો પેદા કરવાનો ઈજારો કોઈ જાતી કે વર્ણવીશેષનો હરગીજ નથી. એ જ રીતે કોઈ બળવાન જાતી કે કુળને સંજોગવશાત શાસન, સર્વોપરીતા કે એકાધીકાર પ્રાપ્ત થાય ત્યારે તેને પોતાની પાસે કાયમ જાળવી રાખવા માટે તે પોતાની જ સ્વાર્થી મનઘડન્ત વ્યવસ્થાનું નીર્માણ કરે છે અને ધર્મગુરુનો સાથ લઈને તેને ઈશ્વરકૃત ઘોષીત કરે છે. આવી વ્યવસ્થા મુળભુત રીતે જ સ્વાર્થી હોવાથી વખત જતાં તેમાં અનેક દોષો અને દુષણો પેદા થાય છે તથા માત્ર અન્ય લોકો માટે જ નહીં; પરન્તુ ખુદ સ્થાપક જાતીઓ માટે પણ તે ઘાતક પુરવાર થાય છે. આર્યોએ ભારતમાં સ્થાપેલી વર્ણવ્યવસ્થાનો ઈતીહાસ મહદ્અંશે આ પ્રકારનો જ છે. કોઈ જાતી કે કુળમાં જન્મેલી દરેક વ્યક્તી, તે જાતી કે કુળમાં પ્રવર્તમાન પ્રણાલીકાઓની સમર્થક જ હોય એવું આવશ્યક હરગીજ નથી. આમ, આર્ય જાતીમાં જન્મેલ બૃહસ્પતીનો વર્ણવ્યવસ્થાજન્ય ક્રીયાકાંડો અને અન્ધવીશ્વાસનો વીરોધ એ સ્વાભાવીક ઘટના છે. બીજા શબ્દોમાં કહીએ તો વર્ણવ્યવસ્થાને કારણે શુદ્રો અને સ્ત્રીઓને થઈ રહેલાં અન્યાય અને અત્યાચાર જ્યારે જોઈ શકાયાં કે સહન થઈ શક્યાં નહીં, ત્યારે આર્યોમાંથી એક પ્રચંડ પુરુષ બૃહસ્પતીનો પાદુર્ભાવ થયો.

સમાજમાં પ્રવર્તમાન દુષણો સામે અનેક લોકો નારાજ હોય છે. જેઓ માત્ર પોતાની નારાજગી વ્યક્ત કર્યા સીવાય કશું જ કરી શકતાં હોતાં નથી. જ્યારે જુજ લોકો એવાં હોય છે જે સામાજીક દુષણો સામે અવાજ ઉઠાવે છે અને તેને નષ્ટ કરવાનો પણ પ્રબળ પુરુષાર્થ કરે છે અને સમાજવ્યવસ્થામાં આમુલ પરીવર્તન કરવાનો પ્રયાસ કરે છે. વ્યર્થ અને હાનીકારક મુલ્યોના નાશની સાથે તમામ સમાજ માટે કલ્યાણકારી હોય એવા મુલ્યોની સ્થાપના કરે છે. આ પ્રકારના આમુલ પરીવર્તનને ક્રાન્તી કહેવામાં આવે છે. દેવર્ષી બૃહસ્પતી આપણા દેશના આવા પ્રથમ ક્રાન્તીકારી હતા. બૃહસ્પતીના જીવનમાં પણ એક એવી દુ:ખદ અને આઘાતજનક

ઘટના ઘટી, તેથી વર્ણવ્યવસ્થા સામે તેમણે બળવો પોકાર્યો. જેના વીશે સ્વામી સદાનન્દજી પોતાના સંશોધન ગ્રન્થ ચાર્વાકદર્શનમાં આ પ્રમાણે બયાન કરે છે :

ઋગ્વેદકાળમાં એકવાર એક જગ્યાએ યજ્ઞ ચાલી રહ્યો હતો. ત્યારે યજ્ઞમંડપમાં બેઠેલી બૃહસ્પતીની પત્ની તારાને, હજારો માણસો, રાજા–મહારાજાઓ અને ઋષી–મુનીઓ તથા બ્રાહ્મણ–પુરોહીતોની ઉપસ્થીતીમાં ચન્દ્ર યાને સોમ ઉઠાવીને ચાલતો થઈ ગયો. યાને ભરસભામાં ચન્દ્રે બૃહસ્પતીની પત્નીનું અપહરણ કર્યું. ચન્દ્રને અટકાવવાની વાત તો દુર રહી; કોઈએ તે ઘટનાનો વીરોધ પણ કર્યો નહીં. બૃહસ્પતીએ બધાને ખુબ વીનન્તીઓ કરી કે મારી પત્નીને બચાવો, ચન્દ્ર પાસેથી છોડાવીને મને પાછી અપાવો; પરન્તુ કોઈએ બૃહસ્પતીની મદદ કરી નહીં. બધાએ આંખ આડા કાન કર્યાં.

વીચારણીય અને આશ્ચર્યજનક પ્રશ્ન અહીં એ ઉપસ્થીત થાય છે કે મહાબળવાન રાજા–મહારાજાઓ અને ઋષી–મુનીઓએ બૃહસ્પતીની સ્ત્રીને બચાવી કેમ નહીં અને બૃહસ્પતીએ મદદ માગી છતાં તેમને કોઈએ મદદ કેમ કરી નહીં ? એનો જવાબ એ છે કે તે સમયની આર્ય સંસ્કૃતીમાં યાને વર્ણાશ્રમધર્મમાં સ્ત્રી શુદ્રા હતી અને તેનું મુલ્ય એક ચીજ–વસ્તુ જેટલું જ હતું. તેનું કાર્ય પુરુષ–પતીની સેવા અને પતી અને ઋષીમુનીઓના બાળકોને જન્મ આપવા જેટલું જ હતું. ઉપરાન્ત યજ્ઞ વખતે તો માંસ, મદીરા (સુરાપાન) અને મૈથુનની ખુલ્લી મહેફીલો યજ્ઞની વેદી પાસે જ મંડાતી. જેમાં કોઈ પણ બળવાન પુરુષ કોઈ પણ સ્ત્રીનો ઉપભોગ કરી શકતો. જેમાં કોઈની તેમાં રોકટોક નહોતી. જેની સચ્ચાઈનું પ્રમાણ આપતા શ્લોકો આજથી સાડા ત્રણ હજાર વર્ષ પહેલાં લખાયેલા મોજુદ પડ્યા છે, જે આ પ્રમાણે છે : જો યજ્ઞમાં પશુને મારી હોમ કરવાથી તે સ્વર્ગમાં જતું હોય તો યજમાન પોતાના પીતા આદીને મારીને હોમ કરીને સ્વર્ગમાં કેમ નથી મોકલતા ?' આ શ્લોક યજ્ઞમાં પશુઓને હોમવામાં આવતા હતા તેની સાક્ષી પુરે છે.

'ઘોડાના લીંગને સ્ત્રી ગ્રહણ કરે, તેની સાથે યજમાનની સ્ત્રી પાસે સમાગમ કરાવવો' આ શ્લોક દ્વારા યજ્ઞ વખતે કેવી કેવી અશ્લીલતાઓ આચરવામાં આવતી હતી તેનો ખ્યાલ આવે છે. મનુસ્મૃતીમાં પણ કહ્યું છે કે 'વૈદીકી હીંસા હીંસા ન ભવતી' અર્થાત્ વેદોની આજ્ઞા અનુસાર યજ્ઞોમાં જે પશુઓનો હોમ કરવામાં આવે છે તેને હીંસા કહેવાય નહીં.

ન માંસભક્ષણે દોષો ન મદ્યે ન ચ મૈથુને (મનુસ્મૃતી : 5–56)

સૌત્રામણ્યાં સુરાં પીબેત – પ્રોક્ષીતં ભક્ષયેન્માંસમ્ (મનુસ્મૃતી : 5–27)

અર્થાત્ માંસભક્ષણ, મદ્યપાન અને મૈથુન કરવામાં (યજ્ઞ વખતે) કોઈ દોષ નથી.

સૌત્રામણી યજ્ઞમાં મદ્ય પીઓ અને પ્રોક્ષીત યજ્ઞમાં માસ ખાઓ.

આ વીષયમાં વધારે પ્રમાણોની કોઈ જરુર નથી. કારણ કે ઉદ્દાલક મુનીનું દૃષ્ટાંત પણ આપણી સામે છે જ. જ્યારે તેમની પત્નીને લઈને અન્ય એક ઋષી ચાલતા થાય છે, ત્યારે ઉદ્દાલકપુત્ર શ્વેતકેતુ અત્યન્ત ગુસ્સે થઈ જાય છે, તે વખતે ઉદ્દાલક ઋષી પુત્રનો ગુસ્સો શાન્ત પાડતાં કહે છે કે 'આ તો સનાતન ધર્મ છે' વળી સીતા, દ્રોપદી, કુન્તા, અમ્બીકા, અમ્બાલીકા વગેરે અનેક સ્ત્રીઓનાં દૃષ્ટાન્તો આપણી સામે છે જ.

પરન્તુ બૃહસ્પતીને આ ઘટનાથી કારમો આઘાત લાગ્યો. પોતાની પ્રીયપત્નીને આ રીતે કોઈ સરેઆમ લુંટીને ચાલતો થઈ જાય અને એને બચાવવમાં પોતાને કોઈ મદદ જ ન કરે તો એવો વર્ણાશ્રમધર્મ અને યજ્ઞસંસ્કૃતી સામે બળવો પોકાર્યો અને એના દોષો અને દુષણોને ખુલ્લાં પાડવાનું અભીયાન શરુ કર્યું.

બૃહસ્પતીની આ ઘટનાને આધુનીક યુગના રાજા રામમોહનરાયની ઘટના સાથે સરખાવી શકાય. તેમના સમયમાં સતીપ્રથાની વીરુદ્ધમાં ઘણા લોકો હશે જ; પરન્તુ કોઈ તેની વીરુદ્ધમાં ખુલ્લો અવાજ ઉઠાવતા નહોતા. પરન્તુ રાજા રામમોહનરાયની ભાભીને જ્યારે સમાજે બળજબરીપુર્વક સતી થવાની ફરજ પાડી અને તેને પતીના શબ સાથે જીવતી સળગાવી દીધી; તેનાથી રાજા રામમોહનરાયનું મગજ હલબલી ગયું અને તેમણે સતીપ્રથા વીરુદ્ધ બંડ પોકાર્યું, જનમત એકઠો કર્યો અને અંગ્રજોને સતીપ્રથા વીરુદ્ધ કાયદો બનાવવાની ફરજ પાડી. પ્રાચીન કાળમાં પણ યજ્ઞોના દુરાચાર સામે ઘણા લોકો નારાજ હશે જ. પરન્તુ બળવાન સ્થાપતી હીતો સામે અવાજ ઉઠાવવાની હીમ્મત કોઈની નહીં હોય. પરન્તુ બૃહસ્પતીની પત્નીને ચન્દ્રે જ્યારે યજ્ઞમંડપમાંથી ઉઠાવી ત્યારે બૃહસ્પતીથી આ દુરાચાર સહન નહીં થતાં તેમણે વર્ણાશ્રમધર્મ સામે વીદ્રોહ ખડો કરી દીધો.

બીજી આશ્ચર્યની ઘટના એ છે કે બૃહસ્પતીને પોતાની પત્નીને છોડાવવા માટે આર્યોમાંથી કોઈએ મદદ ન કરી, ત્યારે અનાર્ય ગણનાયક રુદ્ર યાને શીવે, બૃહસ્પતીને મદદ કરીને, ચન્દ્ર સામે યુદ્ધ કરીને, ચન્દ્રને હરાવીને, બૃહસ્પતીની પત્નીને છોડાવીને તેને સુપરત કરી. ત્યારે બૃહસ્પતીને ખ્યાલ આવ્યો કે આર્યોની સંસ્કૃતી કરતાં, અનાર્યોની સંસ્કૃતી ઘણી સારી છે. બૃહસ્પતીએ અનાર્યોની સંસ્કૃતીની જાણકારી મેળવી અને તેને સુત્રાકારે ગ્રન્થબદ્ધ કરી, જે સુત્રને જ પ્રારમ્ભમાં બાર્હસ્પત્યસુત્ર યા અર્થશાસ્ત્ર અને પાછળથી ચાર્વાકસુત્રને નામે પ્રસીદ્ધી મળી.

•

અન્યાય અને શોષણ ઉપર પ્રહાર કરી, માનવજીવનની મધુરતાને ઉત્કૃષ્ઠ પ્રેમ કરતા શીખવનારી એક જીવન્ત વીચાર પ્રણાલી છે, ચાર્વાકદર્શન.

## 6

# ચાર્વાકદર્શન : પ્રાચીન ભારતીય લોકધર્મ

અનુક્રમણીકા

બૃહસ્પતીએ ચાર્વાકદર્શનની વીચારધારા યા પ્રેરણા અસુરો પાસેથી લીધી એવું પુરાણો કહે છે. બૃહસ્પતીની આ ઘટના મુળે પૌરાણીક ઘટના છે. કોઈ કહેશે કે પુરાણમાં વર્ણવેલ ઘટનાઓને ઈતીહાસ કેવી રીતે માની લેવાય ? પુરાણમાં તો મીથકો છે, રુપકકથાઓ છે, બોધકથાઓ, કલ્પના કથાઓ છે વગેરે વગેરે.. પરન્તુ વાસ્તવીકતા એ છે કે આપણાં પુરાણો, રામાયણ, મહાભારત, વેદો અને ધર્મગ્રન્થોમાં ઈતીહાસ છે જ. જો એમાં ઈતીહાસ નથી એમ કહેવામાં આવે તો રામ, કૃષ્ણ, રાવણ, કૌરવ, પાંડવ, કપીલ, વ્યાસ, બુદ્ધ અને મહાવીર આદી તમામને આપણે કાલ્પનીક માનવા પડે. એ બાબત ઈતીહાસકારને કે સામાન્ય જનતાને પણ માન્ય થઈ શકે એમ નથી જ. અલબત્ત, આ બધા ગ્રન્થોમાં જેવો લખાયેલો છે એવો બેઠ્ઠો ઈતીહાસ હોઈ શકે નહીં; પરન્તુ તેથી તેમાં ઈતીહાસ બીલકુલ નથી એમ તો કહી શકાય એમ જ નથી. વાસ્તવીકતા એ છે કે આપણી પાસે ધર્મગ્રન્થોના સ્વરુપમાં જે કંઈ લેખીતસામગ્રી છે તેમાં ઈતીહાસ છે જ. આવશ્યક્તા છે એમાંથી સાચો ઈતીહાસ શોધી કાઢવાની દૃષ્ટીની. જેની પાસે સત્ય પ્રત્યે અને ઈતીહાસ પ્રત્યે નીષ્ઠા હોય અને તર્કદૃષ્ટી હોય તો તે વ્યક્તી આ ધર્મગ્રન્થોમાંથી પણ ઈતીહાસ અવશ્ય શોધી શકે છે. આ ધર્મગ્રન્થોમાં સીધે સીધો ઈતીહાસ – ઈતીહાસ જેવો ઈતીહાસ – કેમ લખવામાં નથી આવ્યો ? એ પ્રશ્ન પણ સંશોધનકારની તીવ્ર દૃષ્ટીમાં સતત રમતો રહે અને ઈમાનદારીથી દરેક ઘટનાનું તાર્કીક અને વૈજ્ઞાનીક દૃષ્ટીએ મુલ્યાંકન થતું રહે તો જ તેમાંથી સાચો ઈતીહાસ સાંપડી શકે અથવા સાચા ઈતીહાસની વધુમાં વધુ નજીક જઈ શકાય.

બૃહસ્પતીએ ચાર્વાકદર્શનની પ્રેરણા અસુરો પાસેથી લીધી હતી. તો પ્રશ્ન એ ઉપસ્થીત થાય છે કે આ અસુરો એટલે કોણ ? ઈતીહાસના વીષયમાં એવું જ છે

કે જેમ એક નાના સરખા બીજમાં એક આખું વીશાળ વૃક્ષ છુપાયેલું હોય છે તેમ એક નાનકડા શબ્દમાં પણ વીશાળ ઈતીહાસ સમાયેલો હોય છે. શબ્દમાં મહાન શક્તી ગુપ્તરુપે અંતર્નીહીત હોય છે. જેમ ચપ્પુનો ઉપયોગ કેવો કરવો એ જેના હાથમાં હોય છે તે એની ઈચ્છા અને મનોવૃત્તી ઉપર આધાર રાખે છે, તેમ શબ્દશક્તીનો ઉપયોગ પણ તેના પ્રયોગકાર ઉપર આધાર રાખે છે.

ઈતીહાસની બાબતમાં બીજી મહત્ત્વની બાબત એ છે કે એ ઈતીહાસ કોના દ્વારા, ક્યારે, કયા સંજોગોમાં અને કયો હેતુ સીદ્ધ કરવા માટે લખવામાં આવ્યો છે, તેની વીચારણા અત્યન્ત આવશ્યક બાબત છે. સામાન્ય રીતે ઈતીહાસ હમ્મેશાં જીતેલા પક્ષ દ્વારા લખાય છે, જીતેલા પક્ષના શાસનકાળમાં લખાય છે, તેથી એ ઈતીહાસ જીતેલા પક્ષની તરફેણમાં જ હમ્મેશાં લખાય છે. જેથી તેમાં જીતેલા પક્ષે જીત મેળવવા માટે જે કુડ–કપટ, અનીતી, અન્યાય, દગો અને વીશ્વાસઘાત આચર્યા હોય તેને છાવરવામાં આવ્યા હોય એટલું જ નહીં; તેમાં હારેલ પક્ષ ઉપર જ એવા આરોપો લગાવ્યા હોય અને તેની બદબોઈ કરવામાં આવી હોય તે પણ સ્વાભાવીક છે. તેથી ઈતીહાસના સંશોધનકાર પાસે શબ્દશક્તીની જાણકારીની સાથે તટસ્થતા, સચ્ચાઈ અને પ્રામાણીકતા જો ન હોય તો એવું સંશોધન વ્યર્થ જ નહીં; પરન્તુ આત્મઘાતક પણ પુરવાર થાય છે.

બૃહસ્પતીએ લોકાયતદર્શનની પ્રેરણા અસુરો પાસેથી લીધી એ વીધાનમાં મહાન વીશાળ ઈતીહાસ છુપાયેલો હોઈ શકે છે. એટલું જ એક 'અસુર' શબ્દ પણ એવો જ ભવ્ય ઈતીહાસ ધરાવતો હોઈ શકે છે. આ વીધાન કોના દ્વારા, ક્યારે, શા માટે લખાયું હશે, એ પણ અત્યન્ત મહત્ત્વની વીચારણીય બાબતો છે.

એ હકીકત છે કે પુરાણો, રામાયણ, મહાભારત આદી ધર્મગ્રન્થો 'બ્રાહ્મણ' તરીકે ઓળખાતા આર્યપંડીતો દ્વારા લખવામાં આવ્યા છે. જેમણે પોતાના પક્ષને સુર અને વીરોધી તથા વીજીત પક્ષને 'અસુર' તરીકે તેમાં વર્ણવ્યા છે. વળી, એ હકીકત ઈતીહાસ પ્રસીદ્ધ છે કે સાડા ત્રણ હજાર વર્ષ પહેલાં ભારતમાં આવેલ

યુરેશાઈ આર્ય પ્રજાએ ભારતની મુળ નીવાસી પ્રજાને હરાવીને એમને ગુલામ બનાવીને અહીંની શાસક બની ગઈ. ત્યાર બાદ તેમણે ભારતીય પ્રજાને કાયમ ગુલામ બનાવી રાખવા માટે 'વર્ણવ્યવસ્થા' સ્થાપી અને તેને 'ધર્મ'નું નામ આપ્યું. તેમ જ તદ્જનીત યજ્ઞસંસ્કૃતી દ્વારા, વીના પરીશ્રમની પોતાની આજીવીકાને પણ ધાર્મિક સ્વરુપ આપ્યું. સ્પષ્ટ છે કે આર્ય પંડીતોએ વેદાદી ધર્મશાસ્ત્રોમાં જેમને 'અસુર' કહ્યા છે તે 'ભારતના મુળ નીવાસીઓ' છે. બૃહસ્પતીએ અસુરો પાસેથી લોકાયતદર્શનની પ્રેરણા લીધી એનો અર્થ એવો થાય કે તેમણે ભારતની પ્રજા પાસેથી લોકાયતદર્શનની પ્રેરણા લીધી. અર્થાત્ તે સમયે ભારતની પ્રજામાં જીવન જીવવાની જે સ્વાભાવીક અને પારમ્પરીક પ્રણાલી હતી તેને બૃહસ્પતીએ અપનાવીને, તેમાં સુધારા–વધારા કરીને, તેમણે આર્યોના વૈદીકદર્શન સામે ભારતના લોકોનું દર્શન મુક્યું હતું. લોકાયતદર્શન એવું તેનું નામ જ દર્શાવે છે કે તે લોકોનું યાને ભારતના લોકોનું દર્શન છે. અલબત્ત, તે પહેલાં તે ગ્રન્થકારે નહીં જ હોય; પરન્તુ ભારતના લોકોના જીવનવ્યવહારમાં તે ઓતપ્રોત હશે. બૃહસ્પતીએ તેને સુત્રના રુપમાં ઢાળીને પ્રથમવાર ગ્રન્થનું સ્વરુપ આપ્યું. વીદ્વાનોએ તેને 'બ્રાર્હસ્પત્ય અર્થશાસ્ત્ર' યા 'બ્રાર્હસ્પત્યસુત્ર' કહ્યું છે. ત્યારબાદ તે ક્રમશઃ તેના અનુયાયીઓ અને વીરોધીઓ દ્વારા પણ તે 'લોકાયતદર્શન' અને 'ચાર્વાકદર્શન'ને નામે પ્રચલીત બન્યું છે.

આર્યપંડીતોએ પોતાને સુર અને ભારતના મુળ નીવાસીઓને અસુર કેમ કહ્યા હશે ? તે પ્રશ્ન પણ વીચારણીય છે જ. આર્યો સુરા યાને સોમરસ પીતા હતા, તેથી તેમણે પોતાને સુર અને ભારતના મુળ નીવાસીઓને યાને અનાર્યો (જે આર્ય નથી તેઓ) સુરા યાને મદીરા પીતા નહોતા, તેથી તેમને અસુર કહેવામાં આવ્યાં હોય એવું બની શકે. સુરનો અર્થ દેવ પણ થાય છે, તેથી આર્યો પોતાને સુર એટલે દેવ અને અનાર્યોને અસુર એટલે જે 'દેવ નથી તે' કહેતા હોય એવું પણ બની શકે. ઉપરાન્ત દેવ–દેવી અને ઈશ્વરાદી અલૌકીક શક્તીમાં વીશ્વાસ રાખનારા તે સુર અને અનાર્યો આવી કોઈ અલૌકીક શક્તીઓમાં આસ્થા કે શ્રદ્ધા રાખતા નહોતા, તેથી પણ તેમને અસુર કહ્યા હોય એવું બની શકે.

આર્યો ભારતમાં આવ્યા ત્યારે ભારતમાં વસનારી પ્રજા આત્મા–પરમાત્મા, પરલોક, સ્વર્ગ–નરક, પ્રારબ્ધ અને પુનર્જન્મ જેવી અલૌકીક ધારણાઓમાં વીશ્વાસ ધરાવતી નહોતી. ઉપરાન્ત વર્ણવ્યવસ્થા જેવી અસમાનતાયુક્ત સમાજવ્યવસ્થા પણ ભારતીય પ્રજામાં નહોતી. માનવમાત્ર એક જ કુળના અને સમાન હોવાની તેમની ધારણા હતી. આ બાબત ચાર્વાકદર્શનના જે ગણ્યા–ગાઠ્યા શ્લોકો આર્યપંડીતો પાસેથી તેમના લખેલા ગ્રન્થોમાંથી ઉપલબ્ધ થયા છે, તેમાં જોઈ શકાય છે.

ઋગ્વેદમાં રુદ્ર(શીવ) અને કૃષ્ણને પણ અસુર કહેવામાં આવ્યા છે. આ બન્ને આર્યોની વર્ણવ્યવસ્થા અને યજ્ઞ સંસ્કૃતીના પ્રખર વીરોધી અને બળવાન ગણનાયકો હતા. અર્થાત્ રુદ્ર(શીવ) અને કૃષ્ણ બન્ને અનાર્ય હતા યાને આર્ય નહોતા; પરન્તુ ભારતની મુળ નીવાસી પ્રજાના પ્રીય અને પ્રભાવશાળી નાયકો હતા. આ ઐતીહાસીક ઘટના પણ દર્શાવે છે કે અસુર એ ભારતની મુળ નીવાસી અનાર્ય પ્રજાને ઓળખવા માટે આર્યોએ પ્રયોજેલો શબ્દ હતો.

અસુરની જેમ જ સમય–સમય પર આર્યપંડીતોએ ભારતના લોકો માટે રાક્ષસ, દૈત્ય, દાનવ જેવા શબ્દો પણ પ્રયોજ્યાં છે. અલબત્ત, પ્રારમ્ભમાં એ શબ્દો ખાસ વીશીષ્ટ અર્થ ધરાવતા હતા; પરન્તુ બાદમાં આર્યપંડીતોએ એ શબ્દોને તીરસ્કારજનક બનાવી દીધા હતા. રાક્ષસનો અર્થ થાય છે, ‘રક્ષણ કરનારા.’ અનાર્યો પોતાના સમાજ, જમીન અને ધનસમ્પત્તી તથા ધર્મ–સંસ્કૃતીનું આર્યોથી રક્ષણ કરતા હતા તેથી આર્યોએ તેમને ‘રાક્ષસ’ સંજ્ઞા આપી. પોતાને મનુના વારસદારો તરીકે માનવ કહ્યા ત્યારે અનાર્યોને દાનવ કહ્યા. અનાર્યોની મુળ ઓળખ ભુલાવવા માટે તેમને દીતીના પુત્ર તરીકે ‘દૈત્ય’ સંજ્ઞા આપી.

તાત્પર્ય એ છે કે બૃહસ્પતીએ ચાર્વાકદર્શનની જે વીચારધારાની પ્રસ્થાપના એક દર્શનશાસ્ત્ર તરીકે કરી તે વીચારધારા મુળભુત રીતે જ ભારતની પ્રજાની જીવનકળા છે, જેનું સૌથી મોટું અને પ્રબળ પ્રમાણ એ છે કે 5000 વર્ષ પુરાણી સીંધુખીણની સંસ્કૃતીનાં જે અવશેષો 1922માં આપણને મળ્યાં છે, તે અવશેષોમાં

ચાર્વાકદર્શનની વીચારધારાના પ્રમાણો મળી રહે છે. અર્થાત્ સીંધુખીણની સંસ્કૃતીમાં ઋગ્વેદ, ઋગ્વેદની છાંદસ ભાષા, ઋગ્વેદના રાજા–મહારાજાઓ અને ઋગ્વેદની વર્ણવ્યવસ્થા, રાજાશાહી તથા ઈશ્વરવાદી ધર્મ–સંસ્કૃતીના કોઈ અવશેષો જોવા મળતાં નથી. તેનાથી પુરવાર થાય છે કે સીંધુખીણની સંસ્કૃતી ઋગ્વેદ કરતાં પુરાણી છે અને ઋગ્વેદની સંસ્કૃતી કરતાં તદ્દન ભીન્ન છે. સ્પષ્ટ છે કે આર્યો ભારતમાં આવ્યા ત્યારે ભારતમાં આ સીંધુખીણની સંસ્કૃતી પ્રવર્તમાન હતી, જેમાં મોહેં–જો–દડો અને હડપ્પા જેવાં આધુનીક સુખ–સગવડવાળાં નગરો અને સુસભ્ય, સુસંસ્કૃત અને વીકસીત પ્રજા તેમાં વસતી હતી. આર્યોએ આ સીંધુઘાટીની સભ્યતાનો નાશ કર્યો છે એના પણ પ્રબળ પુરાવા એમાંથી જ પ્રાપ્ત થયાં છે.

સીંધુખીણની સંસ્કતીમાં 5000 વર્ષ પહેલાં જીવનારી ભારતની પ્રજા વીકસીત, સાધન–સમ્પન્ન, સુખી, શાન્ત અને આધુનીક નગરોમાં વસનારી હતી. તેનો અર્થ એમ થાય કે એ ઈહલોકમાં માનનારી અર્થાત્ પરલોક, સ્વર્ગ–નરક આદીમાં નહીં માનનારી પ્રજા હતી. ધરતી પર જ સ્વર્ગ બનાવનારી પ્રજા હતી. જે ચાર્વાકદર્શનના સુત્રોમાં જોઈ શકાય છે. જેમ કે જ્યાં સુધી જીવો, સુખેથી જીવો, દેવું કરીને પણ ઘી પીઓ, મૃત્યુ પછી દેહ ભસ્મીભુત થઈ ગયા પછી તેનો પુનર્જન્મ થવાનો નથી, સ્વર્ગ નથી, નરક નથી, પરલોકમાં જનારો કોઈ આત્મા નથી, વર્ણાશ્રમધર્મની ક્રીયાઓનું કોઈ ફળ મળતું નથી, વગેરે વગેરે..

•

7

## ચાર્વાકદર્શનની વીશીષ્ટતાઓ

અનુક્રમણીકા

ચાર્વાકદર્શનના પ્રચલીત સોળ શ્લોકોમાં પણ બે શ્લોકોમાં પુરોહીતોની, વીના પુરુષાર્થની આજીવીકાની, તેમણે કટુ ટીકા કરી છે, જેમ કે, 'એટલા માટે એ સર્વ બ્રાહ્મણોએ પોતાની આજીવીકાનો ઉપાય કર્યો છે, જે દશગાત્રાદી મૃતક ક્રીયાઓ કરે છે, એ સર્વ તેમની આજીવીકાની લીલા છે અને બીજા એક સુત્રમાં તેઓ કહે છે કે 'અગ્નીહોત્ર, ત્રણ વેદ, ત્રણ દંડ અને ભસ્મ લગાવવા એને, બુદ્ધી અને પુરુષાર્થ રહીત પુરુષોએ પોતાની આજીવીકા બનાવી છે.'

આ સુત્રમાં ખાસ ધ્યાનાકર્ષક બાબત એ છે કે બૃહસ્પતીએ અગ્નીહોત્ર, ત્રણ દંડ અને ભસ્મ લગાવવાની સાથે ત્રણ વેદ (ઋક્, સામ, યજુર્) વેદોને પણ આજીવીકાના સાધનો બતાવ્યાં છે. બૃહસ્પતીએ વેદોનો કરેલો વીરોધ ખુબ જાણીતો છે. જેનું મુખ્ય કારણ વેદો દ્વારા પણ પુરોહીતોએ, પોતાની વીના પરીશ્રમની આજીવીકાનું છેતરપીંડીયુક્ત કરેલું નીર્માણ, તે મુખ્ય છે.

આર્યો પ્રારમ્ભમાં ચોરી, લુંટ અને ધાડ પાડીને જ પોતાનો જીવનનીર્વાહ કરતા હતા. જેના પુરાવા ઋગ્વેદાદી ગ્રન્થોમાં મોજુદ છે. વેદોમાં સંખ્યાબન્ધ ઋચાઓમાં ઈન્દ્રને એવી પ્રાર્થનાઓ કરવામાં આવી છે, તેમાં અનાર્યો – દસ્યુઓની જમીન, ગાયો, ધન–સમ્પત્તી આદી લુંટીને આર્યોને વહેંચી આપવાની વીનન્તીઓ કરવામાં આવી છે. પરીણામે આર્યો–અનાર્યો વચ્ચે હજારો વર્ષ સુધી ઘનઘોર સંઘર્ષો થયાં છે. જેમ જેમ આર્યોની જીત થતી ગઈ તેમ–તેમ તેમનાં રાજ્યો સ્થપાતાં ગયાં તથા આર્યો–અનાર્યો વચ્ચે સમન્વય પણ થતો ગયો. સમ્બન્ધો સ્થપાતાં ગયાં. તેથી અગાઉ જેવી ખુલ્લી ચોરી અને લુંટ બન્ધ કરવાની જરુર પડી. આર્યો પુર્વસંસ્કારવશ શારીરીક પુરુષાર્થનાં કામો તો કરવા માગતા જ નહોતા, તેથી ચોરી અને લુંટના

ધન્ધાને તેમણે નવું જુદું સ્વરુપ આપ્યું. આ જુદા સ્વરુપનું નામ તે 'યજ્ઞ'. વેદો દ્વારા યજ્ઞોને ધર્મનું સ્વરુપ આપ્યું. વેદોને ઈશ્વરકૃત ઘોષીત કર્યા, તેથી યજ્ઞો ઈશ્વરકૃત બની ગયા અને યજ્ઞની આહુતીઓ ઈશ્વરને ખુશ કરનારી બની ગઈ. આમ, ધર્મ અને ઈશ્વરના નામે યજ્ઞમાં માંસ, મદીરા અને મૈથુન મોજમજા સાથે આજીવીકાની સુવીધાઓ વીના પરીશ્રમે પ્રાપ્ત કરી લીધી. તેથી જ પ્રસીદ્ધ ઈતીહાસકાર, રોમીલા થાપર લખે છે કે, 'યજ્ઞ એ લુંટેલા માલના બંટવારા સીવાય કશું જ નથી.' અશ્વમેધ યજ્ઞોમાં ખંડીયા રાજાઓ પાસેથી ઉઘરાવેલ ધનસમ્પત્તી, સ્ત્રીઓ, ગાયો, દાસો વગેરે બધા પુરોહીતો પોતાના સ્થાન પ્રમાણે વહેંચી લેતાં હતાં.

તેથી બૃહસ્પતીએ યજ્ઞોના વીરોધની સાથે, આજીવીકામાં સંજોગવશાત કોઈક મુશ્કેલીઓ આવી પડી હોય તો પણ; ચોરી કે લુંટ જેવા અસામાજીક રસ્તાઓ અપનાવવાને બદલે, થોડા સમય પુરતું દેવું કરી લેવાની હીમાયત કરી છે. દેવું એ કોઈ ખરાબ બાબત નથી. પરન્તુ અર્થવ્યવસ્થાનું એ અનીવાર્ય અને અતી ઉપયોગી પાસું છે. દેવું કોને મળી શકે છે ? કોઈ આળસુ અને રખડેલ માણસને કોઈ પૈસા ધીરે ખરું ? ઉછીના કે વ્યાજે પૈસા તેને જ મળે છે, જે ઉદ્યમી હોય, કામકાજ કરતો હોય, પુરુષાર્થમાં વીશ્વાસ રાખતો હોય; એવા સ્વસ્થ અને સબળ માણસને જ દેવું મળે છે. આજે આખી દુનીયા દેવાં ઉપર યાને લોન ઉપર ચાલે છે. નાના દેશ મોટા દેશો પાસેથી લોન લે છે, નાના ઉદ્યોગકારો મોટા ઉદ્યોગપતીઓ પાસેથી અને સરકાર પાસેથી લોન લે છે, કુટુમ્બ કબીલાવાળાં પોતાનું ઘર વસાવવા બૅન્કો પાસેથી લોન લે છે. અરે, તેજસ્વી વીદ્યાર્થીઓ વધુ અભ્યાસઅર્થે લોન મેળવે છે. આમ, દેવું કરવાની પ્રથા વેદકાળની પહેલાના સમયથી આપણા દેશમાં અને આજે આખા વીશ્વમાં પ્રચલીત છે. સીંધુઘાટીમાં વસનારાં આપણા પુર્વજો 5000 વર્ષ પહેલાં પણ વેપાર–વાણીજ્યમાં કુશળ હતા, તેથી ધીરધારની પ્રથા તે સમયમાં પણ હોઈ શકે છે. જે વેપાર–વાણીજ્ય સહીત જીવનના એક ધન્ધા માટે પોષક અને પ્રોત્સાહક પ્રથા છે, તેથી બૃહસ્પતીએ દેવું કરીને ઘી પીવાની જે વાત કરી છે, તે માણસને પુરુષાર્થ અને પરાક્રમને પ્રેરણા આપનારી છે. ચાર્વાકદર્શનના વીરોધીઓએ બૃહસ્પતીના આ સુત્રનું સમસામયીક, સાચું અને વીધાયક વીશ્લેષણ કરવાને બદલે સ્વાર્થવશ તેની હાંસી

ઉડાવવાનો શરમજનક અને હાસ્યાસ્પદ પ્રયાસ કર્યો છે. યજ્ઞોમાં આચરવામાં આવતી માંસ, મદીરા અને મૈથુનની મહેફીલો વીશે આ લોકો તદ્દન મૌન રહે છે.

આમ, ચાર્વાકદર્શનના આ સોળ સુત્રોનું જો ઐતીહાસીક દષ્ટીએ વીશ્લેષણ કરવામાં આવે તો ચાર્વાકદર્શનની અનેક મહત્ત્વની વીશીષ્ટતાઓનું આપણને દર્શન થાય છે. આ વીશીષ્ટતાઓ આ પ્રમાણે છે :

(01) લોકસીદ્ધી અર્થાત્ લોકો દ્વારા ચુંટાયેલો રાજા એ જ ઈશ્વર છે.

(02) ચૈતન્યયુક્ત દેહ એ જ આત્મા છે.

(03) અર્થ અને કામ એ બે જ પુરુષાર્થને તે માને છે. (ધર્મ અને મોક્ષને તે માનતું નથી)

(04) પૃથ્વી પરનાં સુખો એ જ સ્વર્ગ અને પૃથ્વી પરનાં દુઃખો એ જ નરક.

(05) પરતન્ત્રતા એ જ બન્ધન અને સ્વતન્ત્રતા એ જ મોક્ષ.

(06) વાસ્તવવાદી દષ્ટીકોણ યાને ઈહલોકના જીવનની જ ચીન્તા. પરલોકના – સ્વર્ગ, નરકના જીવનનો ઈનકાર.

(07) પુનર્જન્મ, કર્મસીદ્ધાન્તનો ઈનકાર.

(08) શારીરીક શ્રમ અને પુરુષાર્થ પર વીશ્વાસ.

(09) અલૌકીક ઈશ્વરનો ઈનકાર અને સ્વ–ભાવવાદની સ્થાપના.

(10) વેદપ્રમાણનો ઈનકાર અને તર્ક તથા અનુભવ એ જ પ્રમાણનો સ્વીકાર.

સારાંશ એ છે કે આપણે આપણા ઘરમાં દરરોજ ધુળ, કચરો, કરોળીયાનાં જાળાં–બાવાં વગેરેને દુર કરી ઘરને સ્વચ્છ, સુઘડ, રળીયામણું અને સુવાસીત રાખવા માટે અશુદ્ધીઓને કાયમ બહાર ફેંકતા રહીએ છીએ તેને નકારાત્મક કે ખંડનાત્મક પ્રવૃત્તી કહીએ છીએ ખરાં ? તો પછી ભારતીય સંસ્કૃતીમાં વર્ણાશ્રમધર્મનો વીદેશી કુડો–કચરો કે જે ફક્ત આર્યપંડીતોની શ્રેષ્ઠતા અને 'વીના પરીશ્રમની આજીવીકા' માટે ઘુસાડવામાં આવ્યો હતો; તેને ચાર્વાકે ફેંકી દેવાની હીમાયત કરી હોય તો તેને ચાર્વાકની નકારાત્મક અને ખંડનાત્મક પ્રવૃત્તી કેવી રીતે કહી શકાય ? વળી ઘરની સાફ–સુફી કરતી વખતે ઘરવપરાશનાં અને સુખ–સુવીધાનાં સાધનો જે હોય છે, તે તો તેના યથાસ્થાને અગાઉથી હોય જ છે. એવાં સાધનો કંઈ દરરોજ બહાર ફેંકીને નવાં લાવવાનાં નથી હોતાં. એ જ રીતે ભારતીય સીંધુઘાટીના ઉમદા માનવીય ધર્મ અને સંસ્કૃતીનાં તત્ત્વો તો ભારતીય સમાજમાં અગાઉથી વીદ્યમાન હતાં જ. તેનો કંઈ નાશ થઈ ગયો હતો જ નહીં; તેથી ચાર્વાકે એની સ્થાપના કરવાની તો હતી જ નહીં. ચાર્વાકે તો ફક્ત વર્ણાશ્રમધર્મકૃત કચરો જ સાફ કરવાનો હતો. તેથી જ ચાર્વાકસુત્રમાં એની અશુદ્ધીઓનું જ ખંડન મુખ્ય માત્રામાં જોવા મળે તે સ્વાભાવીક છે. તેમ છતાંય એ સુત્રોનું સમસામયીક, પુર્વગ્રહરહીત અને વૈજ્ઞાનીક ઢબે વીશ્લેષણ કરવામાં આવે તો તો એ સોળ શ્લોકોમાં પણ વીધાયક, રચનાત્મક તથા હકારાત્મક અભીગમના આપણને અવશ્ય દર્શન થાય છે.

'દેવું કરીને ઘી પીઓ' ખોટું અર્થઘટન કરી ચાર્વાકને ભોગવાદી અને કામચોર ગણાવી લોકોને ગુમરાહ કરનારા વર્ણવાદી તત્ત્વોને સ્વામી સદાનન્દજીએ, પોતાની લાક્ષણીક ધારદાર શૈલીમાં જે પ્રત્યુત્તર આપ્યો છે અને તેમને ઉઘાડા પાડ્યા છે; તે આપણને આનન્દાશ્ચર્યમાં ડુબાનારી બાબત છે. વર્ણવાદીઓને સત્ય સમજાવવા માટે તેમણે મનુસ્મૃતીમાંથી કેટલાક શ્લોકો ટાંક્યા છે, જે આ પ્રમાણે છે :

'યજમાનનો, વીશેષતઃ બ્રાહ્મણોનો યજ્ઞ એકબાજુથી અટકી રહ્યો હશે અને ત્યાંનો રાજા ધાર્મીક હશે, તો યજમાને તે યજ્ઞ પુર્ણ કરવા માટે ખુબ પશુધનવાળા,

યજ્ઞ ન કરનારા અને સોમપાન ન કરનારા વૈશ્યના કુટુમ્બમાંથી તેની સમ્પત્તીનું હરણ કરવું... શુદ્રોના ઘરમાંથી પણ સમ્પત્તીનું હરણ કરવું; કારણ શુદ્રોનો યજ્ઞ સાથે કોઈ સમ્બન્ધ હોતો નથી.' (મનુસ્મૃતી : 11–11)

'જે એકસો ગાયોનું ધન હોવા છતાં અગ્નીહોત્ર કરતો નથી, હજાર ગાયોનું ધન હોવાં છતાં સોમ યાગ કરતો નથી, તેના કુટુમ્બનો પણ વીચાર કર્યા વીના તેના ધનનું હરણ કરવું.' (મનુસ્મૃતી : 11–14)

'હંમેશાં દાન લેનારે પણ દાન ન આપનાર માણસે, યજ્ઞ માટે ધન આપ્યું નહીં; તો તે બળજબરીથી લઈ લેવું.' (મનુસ્મૃતી : 11–15)

'બ્રાહ્મણોએ યજ્ઞ માટે ક્યારેય શુદ્ર પાસે ધનની યાચના કરવી નહીં.' (મનુસ્મૃતી : 11–24)

(અર્થાત્ યાચના કર્યા વીના લુંટીને – બળજબરીથી લઈ લેવું.)

'દાસને સમ્પત્તી પર અધીકાર હોતો નથી, તે જે કંઈ પ્રાપ્ત કરે તે તેના માલીકનું યાને બ્રાહ્મણનું હોય છે. માલીકને તેના ધનનું અપહરણ કરવાનો અધીકાર હોય છે.' (મનુસ્મૃતી : 08–416–17)

'ધન મેળવવાનું સામર્થ્ય હોવા છતાં; શુદ્રે ધન સંચય કરવો નહીં.' (મનુસ્મૃતી : 10–12–09)

મનુસ્મૃતીના ઉપરોક્ત શ્લોક ટાંક્યા પછી સ્વામી સદાનન્દજી જે પ્રશ્નો પુછે છે તે ભારે વેધક અને વર્ણવાદીઓના જુઠ અને દમ્ભનો પર્દાફાશ કરનારા છે. તેઓ કહે છે કે :

– કરજ લઈને ઘી પીવાનું કહેનારો માણસ અને બીજાની સમ્પત્તી લુંટીને યજ્ઞ પુર્ણ કરવાનું કહેનારો માણસ એ બેમાં હીન માણસ કોણ ?

– કરજ લઈને ઘી પીવા કરતાં ધાડ પાડીને ઘી બાળવું વધુ સારું છે ?

– (અન્યના ધનને લુંટીને) યજ્ઞ કરીને સ્વર્ગ મેળવવાનું કહેનારા કરતાં; દેવું કરી ઘી પીને બળવાન બની, પૃથ્વી પરના જીવનને સ્વર્ગ બનાવવાનું કહેનારા વધારે સાચા અને સારા કહેવાય કે નહીં ?

વાસ્તવીકતા એ છે કે ચાર્વાક અને ચાર્વાકદર્શન જેવા મહાન માનવવાદી દર્શનની અજ્ઞાન અને ભોળા લોકો સામે જુઠી અને અઘટીત નીન્દા કરનારા વીદ્વાનો મનુસ્મૃતીના અમાનુષી કાયદા–કાનુનો પ્રત્યે ઘોર આંખમીંચામણાં કરી સમાજમાં ચાર્વાકદર્શન વીરુદ્ધ અજ્ઞાન ફેલાવે છે. મનુસ્મૃતીના જે અમાનવીય દંડ વીધાનો દ્વારા તમામ વર્ણની સ્ત્રીઓ અને આજના OBC, ST, SC વર્ગના શીક્ષણ, સમ્પત્તી અને હથીયારના અધીકારો છીનવી લઈને બે હજાર વર્ષ સુધી પશુથીયે બદતર પરીસ્થીતીમાં જીવવાની ફરજ પાડી હતી, તે આ વર્ણવાદીઓ બદઈરાદાપુર્વક ભુલી જાય છે.

●

8

# ‘ચાર્વાકદર્શન’ સામેના આક્ષેપો

અનુક્રમણીકા

અનેક ભાષ્યકારોએ અને ચીન્તકોએ ચાર્વાકદર્શન સામે અનેક આક્ષેપો કર્યા છે અને આક્ષેપો લગાવ્યા છે. કોઈકે નીન્દા યા ઠેકડી ઉડાવવાના પ્રયાસો પણ કર્યા છે, જેમાંના મુખ્ય આ પ્રમાણે છે.

- ચાર્વાકદર્શન વીધાયક એવું કંઈ કર્તવ્ય કહેતું નથી. –જયંત ભટ્ટ
- ચાર્વાકે સારી, ઉચ્ચ અને શુદ્ધ એવી પ્રત્યેક વાતમાં અવીશ્વાસ દર્શાવ્યો. –ડૉ. રાધાકૃષ્ણન્
- બ્રહ્મસુત્રકાર બાદરાયણ મહર્ષીએ આ દર્શનનો (ખંડનીય) પુર્વપક્ષ તરીકે પણ આદર કર્યો નથી. – વાસુદેવશાસ્ત્રી અભ્યંકર
- ચાર્વાકદર્શનના સંસ્થાપકના સુત્રો સર્વત્ર ખંડનાત્મક છે.
- ચાર્વાકદર્શન કોઈ જ મુલ્ય માનતું નથી, તે સમાજવ્યવસ્થાનો નાશ કરવા બેઠેલું વીષમય તત્ત્વજ્ઞાન છે, તેથી તે સર્વથા ત્યાજ્ય છે.

ચાર્વાકદર્શન વીશે ઉપરોક્ત મન્તવ્યો આપનાર મહાનુભવોની પ્રથમ ભુલ એ છે કે તેમણે આપેલાં આ મન્તવ્યો, તેમને ઉપલબ્ધ ફક્ત સોળેક સુત્રોને આધારે આપ્યાં છે. જે સુત્રો વીવીધ ભાષ્યકારોએ તેનું ખંડન કરવા માટે પોતપોતાના ભાષ્યોમાં લીધાં છે. ચાર્વાકદર્શનના આ સોળ સીવાયના સુત્રો કયાં છે ? શું ચાર્વાકદર્શનમાં માત્ર સોળ જ સુત્રો હોઈ શકે ? ચાર્વાકદર્શનના જે સુત્રો ઉપલબ્ધ નથી એ કેમ અને શા માટે ? એ વીશે તેઓ મૌન શા માટે છે ? ખંડન કરવા માટે

લીધેલાં ફક્ત સોળ સુત્રોને આધારે ચાર્વાકદર્શનનું મુલ્યાંકન કરવું શું ન્યાયી છે ? ચાર્વાકદર્શનનાં તમામ સુત્રો ઉપલબ્ધ ન હોય ત્યારે તેના વીશે તેમાં વીધાયક કે રચનાત્મક એવું કશું જ નથી અને તેમાં માત્ર નકારાત્મક તથા ખંડનાત્મક વીચારો જ ભર્યા છે, એમ કેવી રીતે કહી શકાય ?

ડૉ. રાધાકૃષ્ણન્ જ્યારે એમ કહે છે કે 'ચાર્વાકે સારી, ઉચ્ચ અને શુદ્ધ એવી પ્રત્યેક વાતમાં અવીશ્વાસ દર્શાવ્યો' ત્યારે પ્રશ્ન એ ઉપસ્થીત થાય છે કે એ સારી, ઉચ્ચ અને શુદ્ધ વાતો કઈ છે કે જેમાં ચાર્વાકે અવીશ્વાસ દર્શાવ્યો ? પ્રચલીત ચાર્વાકદર્શનના સોળેક જેટલા શ્લોકોમાં જોઈ શકાય છે કે તેમાં ચાર્વાકે આત્મા–પરમાત્મા, પરલોક, સ્વર્ગ–નરક, પાપ–પુણ્ય, વર્ણવ્યવસ્થા, પશુબલીવાળાં યજ્ઞો અને મરણોત્તર ક્રીયાકાંડો આદીનો ઈનકાર અને વીરોધ કરેલો જણાય છે. એ સંજોગોમાં ચાર્વાકે પ્રત્યેક 'સારી, ઉચ્ચ અને શુદ્ધ' બાબતોનો ઈનકાર કરેલ એવું કેવી રીતે કહી શકાય ? વાસ્તવીકતા તો એ છે કે આત્મા–પરમાત્મા અને સ્વર્ગ–નરક આદીનો પ્રાચીનકાળથી આજપર્યન્ત કોઈને અનુભવ થયો નથી; તેમ જ એનો અનુભવ થયાનો દાવો કરનારાઓ બીજાને એની ખાતરી કરાવી શક્યા નથી. વળી, આ કલ્પનાઓ સારી, ઉચ્ચ અને શુદ્ધ છે જ એવું પણ નથી. કારણ કે તે વીવાદાસ્પદ છે એટલું જ નહીં; કોઈ એના ફાયદા ગણાવે, તો કોઈ એના ગેરફાયદા પણ ગણાવી શકે છે. ઉપરાન્ત વર્ણવ્યવસ્થા, પશુબલીવાળા યજ્ઞો અને મરણોત્તર ક્રીયાકાંડો તો સ્પષ્ટરુપથી વ્યર્થ, હાનીકારક અને અધઃપતન નોતરનારાં છે, એવું ઐતીહાસીક અને વૈજ્ઞાનીક દૃષ્ટીએ પુરવાર થયેલું સત્ય છે. એ સંજોગોમાં ચાર્વાકે જો આ બધી બાબતોનો વીરોધ કર્યો હોય તો તે વીરોધ એક ઉમદા ક્રાન્તીકારી બાબત છે. ચાર્વાકના આ વીરોધને ખંડનાત્મક કે નકારાત્મક બાબત હરગીજ કહી શકાય નહીં; બલકે વાસ્તવમાં ચાર્વાકની એ હકારાત્મક વાત છે. કારણ કે આત્મા–પરમાત્મા અને સ્વર્ગ–નરક જેવી નીરાધાર કલ્પનાઓને સ્થાને તેઓ વાસ્તવીકતાને સ્થાન આપે છે. ચાર્વાક પૃથ્વી પરની નક્કર હકીકત દર્શાવે છે. તે કહે છે કે 'ચેતનયુક્ત દેહ એ જ આત્મા છે. દેહ અને આત્મા એક જ છે, ભીન્ન નથી' તથા 'રાજા એ જ ઈશ્વર છે'; કારણ કે આપણો ન્યાય રાજા જ આપે છે અને રાજા જ આપણા યોગક્ષેમનું રક્ષણ કરે છે.

કાલ્પનીક અલૌકીક ઈશ્વર આપણને કંઈ કામનો નથી. ચાર્વાક અહીં શાસન અને પ્રશાસનના કાયદા–કાનુનોને પાળવાની અને તેના દ્વારા જ આપણું ભલું થશે અને આપણી સમસ્યાઓ હલ થશે એમ કહી, સામાજીક–રાજકીય નીતી–નીયમોને વળગી રહેવાની સલાહ આપે છે. ચાર્વાકની આ સલાહમાં ખંડનાત્મક કે નકારાત્મક એવું શું છે ? વાસ્તવીકતા એ છે કે ચાર્વાકની આ વાત વીધાયક યા રચનાત્મક તથા ઉમદા સામાજીક સુવ્યવસ્થા સ્થાપવા માટેની છે.

ઈશ્વરવાદીઓ આત્મા–પરમાત્માને અગમ્ય, અગોચર, નીરાકાર અને અલક્ષ્ય તત્ત્વ માને છે. માત્ર પંચેન્દ્રીય દ્વારા જ નહીં; પરન્તુ મન અને બુદ્ધી દ્વારા પણ તે જાણી શકાતો નથી અને વળી, તે તર્કનો વીષય તો છે જ નહીં. આવું કહેનાર ઈશ્વરવાદીઓને આવા ઈશ્વરની જાણ શેના વડે થઈ હશે ? તે પ્રશ્ન આજપર્યંત અનુત્તર રહ્યો છે. ઈશ્વરવાદીઓ કહે છે કે ઈશ્વર આસ્થાનો વીષય છે; પરન્તુ તો પછી પ્રશ્ન એ ઉપસ્થીત થાય છે કે ઈશ્વર તર્ક અને બુદ્ધીનો વીષય શા માટે નથી ? ઈશ્વર જો આસ્થાથી બંધાઈ જતો હોય તો તર્ક અને બુદ્ધી દ્વારા બાંધવામાં એને કઈ આપત્તી છે ? આખરે આ આસ્થા વળી શું છે ? આ સવાલનો પ્રતીસવાલ એ છે કે આ જગતનો કર્તા અને સંચાલક ઈશ્વર છે, એવું વીના સાબીતીએ સ્વીકારી લેવું તેને શું આસ્થા કહેવાય ? પરન્તુ એમ તો કોઈ એમ કહે, કે આ જગતની રચના કરનાર કોઈ શયતાન છે, તો એની પણ એને સાબીતી આપવાની કોઈ જ જરુર નથી; કારણ કે એ પણ એની શ્રદ્ધા–આસ્થાનો વીષય છે. કોઈ એમ કહે કે આ જગત ખુબ વ્યવસ્થીત રીતે ચાલી રહ્યું છે, માટે તે ઈશ્વરની રચના હોઈ શકે. તેના પ્રત્યુત્તરમાં કોઈ એમ કહે કે આ જગતમાં પ્રત્યેક પળે હીંસા, ક્રુરતા, અન્યાય, અત્યાચાર અને બળાત્કાર ચાલી રહ્યાં છે, માટે તે કોઈક શયતાનની રચના છે. સ્પષ્ટ છે કે શ્રદ્ધા અને આસ્થા પણ ભારે વીવાદાસ્પદ છે તથા સચ્ચાઈથી ખુબ દુર છે. આવી આસ્થા યા શ્રદ્ધા, અન્ધશ્રદ્ધા સીવાય કશું જ નથી. સ્પષ્ટ છે કે આસ્થા દ્વારા સ્વીકારેલ આત્મા–પરમાત્મા, સ્વર્ગ–નરક, પરલોક, મોક્ષ, પાપ–પુણ્ય આદી કેવળ અન્ધશ્રદ્ધાઓ છે. આ બધી કલ્પનાઓ અવાસ્તવીક અને અસત્ય છે. આવાં અસત્યોને સહારે, સ્થાપીતહીતો જ્યારે આમજનતાને વીવીધ ક્રીયાકાંડો દ્વારા લુંટીને

વીના પરીશ્રમે ધન કમાઈ મોજમજા કરતા હોય ત્યારે સત્યનું પ્રતીસ્થાપન કરી સમાજને અન્ધશ્રદ્ધાઓમાંથી છોડાવી, શોષણમાંથી છોડાવનાર ચાર્વાકને ખંડનાત્મક કહેવાય કે રચનાત્મક ?

ઈશ્વરની પુજા–પ્રાર્થના–બંદગી તથા યજ્ઞાદી ક્રીયાકાંડો કરવાથી ઈશ્વર ખુશ થાય અને પુણ્ય પ્રાપ્ત થાય તેથી સ્વર્ગ અને મોક્ષ મળે અને એવું ન કરનાર ઉપર ઈશ્વર નાખુશ થાય અને તેને પાપ લાગે તેથી તે નરકમાં જાય. આવી છેતરપીંડીને ખુલ્લી કરતાં જો ચાર્વાક એમ કહે કે ‘કોઈ સ્વર્ગ નથી, કોઈ નરક નથી, કોઈ પરલોકમાં જનારો નથી અને વર્ણાશ્રમની ક્રીયા ફળદાયક નથી’ તો આવું માનવહીતકારી સત્ય ઉચ્ચારનાર ચાર્વાકને ઉચ્ચ અને ઉદાત્ત મુલ્યોમાં નહીં માનનાર કેવી રીતે કહી શકાય ? આશ્ચર્યની વાત એ છે કે આત્મા–પરમાત્મા આદીને આધારે જુઠું બોલનારાં અને છેતરીને ફોલી ખાનારાં તત્ત્વોની અધમતા વીશે ચાર્વાકના ટીકાકારો બહુધા મૌન રહે છે.

એક સુત્રમાં ચાર્વાકે ‘વર્ણાશ્રમધર્મની કોઈ ક્રીયાઓ ફળદાયક નથી’ એવી જે ટીકા કરે છે, તે ખાસ વીચારણીય છે. અત્રે ખાસ નોંધનીય બાબત એ છે કે આજથી 3000 વર્ષ પર ઋગ્વેદકાળમાં બૃહસ્પતીએ વર્ણાશ્રમધર્મની કોઈ જ ક્રીયાઓ આવકારદાયક નથી એવું સ્પષ્ટરુપથી કહ્યું છે. જેમાં એમનું કહેવાનું છે કે આ બધા અન્ધવીશ્વાસોનું મુળ વર્ણાશ્રમધર્મ છે.

ચાર્વાક કહે છે ‘જ્યાં સુધી જીવો ત્યાં સુધી સુખેથી જીવો, દેવું કરીને ઘી પીઓ, મૃત્યુ પછી ભસ્મીભુત થઈ ગયેલો દેહ પાછો આવવાનો નથી.’ આ સુત્ર ઉપરથી ચાર્વાક ઉપર એવો આક્ષેપ છે કે તેઓ ફક્ત ભોગવાદી છે. તેઓ બસ ખાઈ–પીને મોજ કરવામાં જ માને છે. કામકાજ કરવામાં માનતા નથી, તેથી દેવું કરીને ઘી પીવાની અર્થાત્ મેવા–મીઠાઈ ઉડાવવાની સલાહ આપે છે.

અલબત્ત, અહીં ખાઈ–પીને મોજ કરવાની બૃહસ્પતીની વાત જરા પણ અનુચીત નથી જ. પરન્તુ વાસ્તવીકતા તો એ છે કે ખાઈ–પીને આનન્દ કરવાનો મનુષ્યનો સહજ સ્વભાવ છે જ. મનુષ્યને એવી સલાહ આપવાની કોઈ આવશ્યક્તા જ નથી. એવી સલાહ વીના પણ દરેક મનુષ્ય ખાઈ–પીને મોજ કરવાનો જ છે. તો પછી પ્રશ્ન એ ઉપસ્થીત થાય છે કે બૃહસ્પતી જેવા મહર્ષી મનુષ્યને આવી સામાન્ય સલાહ આપવાની કેમ આવશ્યક્તા ઉભી થઈ ? વાસ્તવીકતા એ છે કે મનુષ્ય સ્વર્ગ યા મોક્ષ મેળવવાની લાલચમાં અને નરકના ભયથી બચવા અહીં પૃથ્વી પર વ્રત, ઉપવાસ, સાધના–ભજન, પુજા–પાઠ, તીર્થયાત્રા આદી અનેક પ્રકારની દેહદમનની ક્રીયાઓ કરે છે. એકાન્તમાં ધ્યાનસાધના, યોગક્રીયાઓ આદી કરે છે અને એવું માને છે કે દેહને અહીં જેટલું કષ્ટ આપવામાં આવશે, બ્રહ્મચર્ય આદી જેટલા સંયમ પાળવામાં આવશે; એટલાં જ વધારે સુખ સ્વર્ગમાં પ્રાપ્ત થશે. આમ, સ્વર્ગમાં મળનારાં સુખોની આશામાં મનુષ્ય પૃથ્વી પરનાં સુખોનો ત્યાગ કરી વ્યર્થ દુઃખી થાય છે. આવી પરલોકની ભ્રમણામાં અહીં દુઃખી થતાં માણસોને ઉદ્દેશીને બૃહસ્પતી કહે છે કે ‘જ્યાં સુધી જીવો ત્યાં સુધી સુખેથી જીવો’, શરીરને કહેવાતી વીવીધ તપશ્ચર્યાઓ દ્વારા કષ્ટ ન આપો. પરન્તુ અહીં બૃહસ્પતી દેવું કરીને ઘી પીવાની વાત કરે છે તે આપણને ગળે ઉતરતી નથી કે બરાબર સમજાતી નથી તથા વીચીત્ર લાગે છે. આપણી આર્થીક પરીસ્થીતી જેવી હોય તે પ્રમાણે આપણે ખાઈ–પીને જલસા કરીએ તે બરાબર છે; પરન્તુ દેવું કરીને મોજ–મજા કરવાનું બૃહસ્પતીનું સુચન અજુગતું લાગે છે. એનું  કારણ એ છે કે સમસામયીક પરીસ્થીતીને અનરુપ રીતે લખ્યું હોવાથી આજની પરીસ્થીતીમાં તેને સમજવું મુશ્કેલ બની ગયું છે, યા ગુઢાર્થયુક્ત બની ગયું છે.

બૃહસ્પતીએ ચાર્વાકદર્શનની રચના કરી ત્યારે પુરોહીતો આત્મા–પરમાત્મા, સ્વર્ગ–નરક, પુણ્ય–પાપ, ધર્મ, મોક્ષ–પરલોક આદીનાં નામ પર વીવીધ ક્રીયાકાંડો કરાવી, અન્ધશ્રદ્ધાઓમાં ફસાવી, છેતરપીંડી દ્વારા લુંટતા હતા, અને વીના શારીરીકશ્રમે આજીવીકા પ્રાપ્ત કરતા હતા. બૃહસ્પતીનો ઉક્ત શ્લોક પુરોહીતોની આ કુચેષ્ટાની વીરુદ્ધનો છે. બૃહસ્પતી લોકોને ઉપદેશ આપે છે કે આવશ્યક્તા ઉભી

થાય તો તમે દેવું કરીને અર્થાત્ વ્યાજે કે ઉછીના પૈસા લઈને તમારું પેટ ભરજો; પરન્તુ જુઠનું, વીના પરીશ્રમનું, હરામનું, ચોરી કે છેતરપીંડી કરીને પ્રાપ્ત કરેલા ધનથી પોતાનું પેટ ભરશો નહીં.

●

**9**

# સીંધુ સંસ્કૃતી અને વૈદીક સંસ્કૃતીનો તુલનાત્મક અભ્યાસ

## (ભાગ–1)

અનુક્રમણીકા

આપણે ભારતીયો પોતાને હીન્દુ તરીકે ઓળખાવીએ છીએ; પરન્તુ હીન્દુ શબ્દનું મુળ અને તેનો સાચો અર્થ આપણે જાણતા નથી. આપણે માનીએ છીએ કે જે લોકો હીન્દુધર્મમાં માને છે, તે હીન્દુ; પરન્તુ વાસ્તવીકતા કંઈક જુદી જ છે. કારણ કે હીન્દુધર્મ ખરેખર શું છે, તે પણ આપણે જાણતા નથી. હીન્દુધર્મને સમજવા માટે હીન્દુ શબ્દ ક્યાંથી આવ્યો છે તે પ્રથમ જાણવું પડે.

વેદો, ઉપનીષદો, સ્મૃતીઓ, પુરાણો, રામાયણ, મહાભારત આદી હીન્દુધર્મના કહેવાતા ગ્રન્થોમાં ક્યાંય હીન્દુ શબ્દ જોવા મળતો નથી. આ બધા ગ્રન્થોમાં હીન્દુધર્મનું નહીં; પરન્તુ વર્ણવ્યવસ્થાધર્મનું વર્ણન છે. જે વર્ણવ્યવસ્થા સાક્ષાત ઈશ્વર દ્વારા પ્રતીપાદીત થયેલી છે એવું આ ગ્રન્થોમાં જણાવવામાં આવ્યું છે. એ ગ્રન્થોમાં ક્યાંય એવું પણ નથી લખવામાં આવ્યું કે વર્ણવ્યવસ્થાધર્મ એ હીન્દુધર્મ છે; પરન્તુ આશ્ચર્યની વાત એ છે કે આપણે હીન્દુઓ આ વર્ણવ્યવસ્થાધર્મને જ હીન્દુધર્મ માનીને ચાલીએ છીએ. એનો અર્થ એમ થાય કે આપણે અહીં ભુલા પડ્યા છીએ યા આપણને ભુલા પાડવામાં આવ્યા છે.

આપણા દેશના સંશોધનકાર – ઈતીહાસકારો કહે છે કે ઈરાનના હમાખની વંશના ત્રીજા રાજા દાયરે (ઈ.સ. પુર્વે 522–486) સીંધુદેશ (સીંધ) જીતી લઈ ત્યાં સત્રપી સ્થાપી. આ સમ્રાટના સ્તંભ–લેખોમાં સીંધુ પ્રદેશનો ઉલ્લેખ 'हीन्दु' દેશ તરીકે પ્રથમવાર થયો છે. આમ, હીન્દુ શબ્દનો ઉપયોગ ભૌગોલીક યા પ્રાદેશીક અર્થમાં થયો છે. અર્થાત્ સીંધુદેશના લોકો તે હીન્દુ અથવા સીંધુનદીની આસપાસના વીસ્તારમાં રહેતાં લોકો તે હીન્દુ. મોહેં–જો–દડો અને હડપ્પન સંસ્કૃતી પણ સીંધુ

નદીના તટ ઉપર જ વીકાસ પામી હતી. આમ, સીંધુ સંસ્કૃતીમાં વસનારા લોકોના વારસદારો જ ત્યારે ત્યાં વસતા હશે. આમ, હીન્દુ એટલે સીંધુ સંસ્કૃતીમાં વસનારાના વારસદારો. મુળનીવાસી ભારતીયો. સ્પષ્ટ છે કે હીન્દુ શબ્દ ધર્મના અર્થમાં હરગીજ નથી. સીંધુઘાટીમાં વસનારા લોકો હીન્દુધર્મ પાળતા નહોતા. બલકે તેમનો કોઈ ખાસ ધર્મ જ નહોતો. અર્થાત્ 5000 વર્ષ પુરાણી ભારતીય સીંધુ સંસ્કૃતીના અવશેષોમાં ધાર્મીક તત્ત્વોનો ભારે અભાવ જોઈને સંશોધનકાર વીદ્વાનો પણ ભારે આશ્ચર્યમાં પડી ગયા છે. કારણ કે તેમાં ઈશ્વર, દેવી–દેવતાઓ કે મન્દીરોના કોઈ સંકેત મળતા નથી.

સીંધુઘાટીના મુખ્ય સંશોધકમાંના એક 'સર જ્હૉન માર્શલ' લખે છે કે 'No building have so far been discovered in the Indus valley which may be definitely regard as temples and even those doubtfully classed as such have regarded no religious relics' અર્થાત્ 'પરન્તુ અત્યાર સુધીમાં સીંધુ ખીણમાંથી એવું એક પણ મકાન મળ્યું નથી કે જેને ચોક્કસપણે મન્દીર કહી શકાય અને જે મકાનોને શંકાસ્પદ રીતે મન્દીર ગણવામાં આવ્યા છે એ પણ કોઈ ધાર્મીક અવશેષો હોય એવું સીદ્ધ થતું નથી.'

માધવસ્વરુપ વત્સ લખે છે સીંધુ સંસ્કૃતીની વીશેષતા એ છે કે તેણે આવા પ્રકારનાં મન્દીરો બાંધવા કરતાં, માનવજીવોના આશરાની સગવડ કરવાની બાબતને પ્રાધાન્ય આપ્યું 'And where as in the west Asian countries money and thought were lavished on the building of magnificent temples for the gods as on the places and tomb of kings. The picture was quite different in the Indus valley, where the finest structure were erected for convenience of citizens અર્થાત્ 'પશ્ચીમ એશીયાના દેશોમાં ભગવાનને માટે ભવ્ય મન્દીરો બાંધવામાં અથવા તો રાજાઓની ભવ્ય કબરો બાંધવામાં નાણા' અને વીચારોનો દુર્વ્યય કરવામાં આવ્યો. જ્યારે સીંધુખીણમાં એનાથી બીલકુલ ઉલટી

પરીસ્થીતી હતી, જ્યાં ભવ્ય અને સુન્દર ઈમારતો પ્રજાનાં સુખ–સગવડ માટે બાંધવામાં આવી હતી.'

આપણા ભુતપુર્વ વડા પ્રધાન પંડીત જવાહરલાલ નહેરુ પોતાના ગ્રન્થ 'ભારત એક ખોજ' (Discovery of India) માં લખે છે કે –

'મીસ્ર ઔર મેસોપોટેમીયા યા પશ્ચીમી એશીયા મેં હમેં ભી ઐસે હમ્મામ યા કુશાદા (સુવીધાયુક્ત ઘર) નહીં મીલે હૈં જૈસે મોહેં–જો–દરો કે શહેરી કામ મેં લાતે થે. ઉન મુલ્કોં મેં દેવતાઓંકે શાનદાર મન્દીરોં ઔર રાજાઓંકે મહેલોં ઔર મકબરોં પર જ્યાદા ધ્યાન દીયા જાતા થા ઔર ઉન પર ખર્ચ કીયા જાતા થા. લેકીન જનતા કો મીટ્ટી કી છોટી–છોટી ઝોંપડીઓં મેં સંતોષ કરના પડતા થા, સીંધુ ઘાટી મેં ઉસસે ઉલટી તસવીર દીખાઈ દેતી હૈ, ઔર અચ્છી સે અચ્છી ઈમારતેં વહાં મીલતી હૈં જીન મેં નાગરીક રહા કરતે થે.'

ઉપરના ત્રણેય મહાન વીદ્વાનોનાં મન્તવ્યો ઉપરથી સ્પષ્ટ થાય છે કે સીંધુઘાટીની સંસ્કૃતીમાં મન્દીરો અને રાજમહેલો નહોતાં. એનો અર્થ એમ થાય કે તે વખતમાં 'ઈશ્વરવાદ' અને 'રાજાશાહી' નહોતાં. સીંધુઘાટીની સમકાલીન સંસ્કૃતી મીસ્ર અને મેસોપોટેમીયાની સંસ્કૃતીમાં ઈશ્વવરવાદ અને રાજાશાહી હતાં, તેથી ત્યાં મન્દીરો અને રાજમહેલો બાંધવા માટે ખુબ ધનની જરુર પડતી, જે આમજનતાના શોષણ દ્વારા મેળવવામાં આવતું હતું. તેથી ત્યાં આમજનતા ગરીબ હતી અને ઝુંપડીઓમાં રહેતી હતી. જ્યારે સીંધુઘાટીમાં તે વખતે ઈશ્વરવાદ અને રાજાશાહી નહોતાં, તેથી મન્દીરો અને રાજમહેલો નહોતાં અને તેથી પ્રજા શોષણમુક્ત અને સુખી હતી. અને સામાન્ય પ્રજા પણ સુખ–સુવીધાવાળા આધુનીક આવાસોમાં રહેતી હતી.

સીંધુઘાટીની સરખામણીમાં આજે ભારતનું ચીત્ર જુઓ. આજે ભારતમાં ઈશ્વરવાદ અને રાજાશાહી (સાચી લોકશાહીની સ્થાપના હજી ભારતમાં થઈ નથી.

લોકશાહીના અંચળા હેઠળ અહીં પુંજીપતીશાહી ચાલી રહી છે, જે રાજાશાહીનું બીજું રુપ છે) પ્રવર્તમાન હોવાથી અહીં નીશદીન ભવ્યાતીભવ્ય મન્દીરો અને પુંજીપતીઓના મહેલો બંધાઈ રહ્યા છે. આમજનતા મોંઘવારી અને શોષણમાં પીસાઈ રહી છે તથા 40 ટકા પ્રજા ગરીબીરેખાની નીચે પશુથીયે બદતર હાલતમાં સબડી રહી છે. 5000 હજાર વર્ષ પહેલાં સીંધુઘાટીમાં સમગ્ર પ્રજા સુખી હતી, જ્યારે આજે આઝાદી પછીનાં 62 વર્ષે માત્ર 15 ટકા સ્થાપીતહીતો જ સુખી છે. 85 ટકા પ્રજા કારમા અભાવોમાં મરવા વાંકે જીવે છે. દેશ અને દુનીયામાં ઈશ્વરવાદે ફેલાવેલાં અનેક ઘોર અનીષ્ટોમાંનું આ મુખ્ય અનીષ્ટ છે. તે છે નીર્બળોનું આર્થીક શોષણ. સીંધુઘાટીની સંસ્કૃતીમાં ઈશ્વરવાદના અભાવને કારણે આવું આર્થીક શોષણ ન હોવાને કારણે જ તેમાં ગરીબીનું પ્રમાણ નહીંવત હતું. આર્યોએ ભારતમાં ઈશ્વરવાદી ધર્મની સ્થાપના કરી ભારતીય પ્રજાનું આર્થીક શોષણ શરુ કર્યું. ભારતની પ્રજાને આ આર્થીક શોષણમાંથી છોડાવવા માટે જ 'બાર્હસ્પત્ય અર્થશાસ્ત્ર'ની રચના કરી હતી. જે બાદમાં ક્રમશઃ 'બૃહસ્પત્યસુત્ર' અને 'ચાર્વાકસુત્ર' તરીકે પ્રચલીત બન્યું. બૃહસ્પતીએ ધર્મશાસ્ત્ર નહીં; પરન્તુ અર્થશાસ્ત્ર લખ્યું છે. કારણ કે સમાજવ્યવસ્થા ઈશ્વરકૃત ધર્મ પર નહીં; પરન્તુ મનુષ્યકૃત અર્થવ્યવસ્થા પર રહેલી છે. આશ્ચર્યજનક હકીકત એ છે કે બૃહસ્પતી પછી લગભગ હજારેક વર્ષ પછી કૌટીલ્યે પણ 'અર્થશાસ્ત્ર' જ લખ્યું છે, જેમાં બૃહસ્પતીના લોકાયતશાસ્ત્ર યા બાર્હસ્પત્ય 'અર્થશાસ્ત્ર'ની ભરપુર પ્રશંસા કરવામાં આવી છે. બૃહસ્પતીની આન્વીક્ષીકી વીદ્યા (તર્ક અને અનુભવ)ને તેમાં કૌટીલ્ય દ્વારા બીરદાવવામાં આવી છે. એટલું જ નહીં; પણ બૃહસ્પતીની આન્વીક્ષીકી વીદ્યાનું બીજી બધી વીદ્યાઓમાં સંશોધન કરનારી મહાન વીદ્યા તરીકે બહુમાન કર્યું છે. અર્થાત્ આન્વીક્ષીકી વીદ્યા (તર્ક અને અનુભવ) દ્વારા તમામ વીષયોમાં સંશોધન કરી સત્ય શોધી શકાય છે અથવા સત્યની વધારેમાં વધારે નજીક જઈ શકાય છે.

તાત્પર્ય અહીં એ છે કે ઈશ્વરવાદી ધર્મે એ સમાજનું આર્થીક શોષણ કરવા માટેનું સ્થાપીતહીતોનું ષડ્યન્ત્ર છે, તેથી જ 3000 વર્ષ પર બૃહસ્પતીએ અને અઢી હજાર વર્ષ પર કૌટીલ્યે 'અર્થશાસ્ત્ર' લખ્યાં છે, જેમાં ભારતની 5000 વર્ષ પુરાણી

સીંધુ સંસ્કૃતીના શોષણવીહીન ધર્મ અને સમાજની વીચારધારા પ્રતીબીમ્બીત થાય છે. સીધુઘાટીની સંસ્કૃતી વૈદીક સંસ્કૃતીથી તદ્દન ભીન્ન છે. સર જ્હૉન માર્શલ લખે છે કે 'A comparison of the Indus and Vedic cultures shows in constantly that they were unrelated' અર્થાત્ 'સીંધુ સંસ્કૃતી અને વૈદીક સંસ્કૃતીની સરખામણી કરતાં એમ પુરવાર થાય છે કે તે બન્નેને પરસ્પર કોઈ જ સમ્બન્ધ નથી.'

મોહેં–જો–દડોની નગરરચના વીશે 'માર્શલ' લખે છે કે

'Anyone walking for the first time through Mohan–jo–daro might find himself surrounded by the ruins of some present day working town Lankeshire' અર્થાત્ 'ધારો કે કોઈ વ્યક્તી પ્રથમવાર જ મોહેં–જો–દડોના ખંડેરોમાંથી પસાર થાય તો એને તો એવું જ લાગે કે જાણે વર્તમાનના ઔદ્યોગીકનગર લેંકેશાયરના ખંડેરોમાંથી જ પોતે પસાર થઈ રહી છે.'

સર જ્હૉન માર્શલે કહ્યું છે કે 'સીંધુ સંસ્કૃતીની શોધ પછી ભારતીય સંસ્કૃતીના ઈતીહાસનું નવા દૃષ્ટીકોણથી પુનર્લેખન થવું જોઈએ.'

તર્કતીર્થ લક્ષ્મણશાસ્ત્રી જોશી લખે છે કે 'આર્યોની સંસ્કૃતી દા.ત. ધર્મ, તત્ત્વજ્ઞાન અને સાહીત્ય એ દ્રવીડ સંસ્કૃતી કરતાં ઉચ્ચ હતી એ કલ્પના સીંધુ સંસ્કૃતીના અવશેષો પરથી અનૈતીહાસીક પુરવાર થઈ છે. આર્યો જડ, ભટકતી અને ગ્રામીણ સંસ્કૃતીના હતા. સીંધુ સંસ્કૃતી નગર સંસ્કૃતી હતી. નગરરચનાનું તન્ત્ર આર્યો સારી રીતે સીંધુ સંસ્કૃતીના લોકો પાસેથી કદી શીખ્યા નહીં. આર્યોએ કરેલી નગરરચનાનું તન્ત્ર સીંધુ સંસ્કૃતીના તન્ત્ર કરતાં હલકી કક્ષાનું છે.'

•

# સીંધુ સંસ્કૃતી અને વૈદીક સંસ્કૃતીનો તુલનાત્મક અભ્યાસ (ભાગ–2)

અનુક્રમણીકા

આપણા દેશના પુરાતત્ત્વ વીભાગના બે નીષ્ણાતો રખાલદાસ બેનરજી અને સર જ્હૉન માર્શલના વડપણ હેઠળ ઈ.સ. 1922માં સીંધુઘાટીની સંસ્કૃતીની શોધ થઈ. આપણી ભારતભુમીના પેટાળમાં દટાયેલાં 5000 વર્ષ પુરાણા મોહેં–જો–દડો અને હડપ્પા નગરોના અવશેષો ખોદકામ દ્વારા પ્રાપ્ત થયાં. જેના અવશેષોમાંથી ભારતીય ઈતીહાસને લગતી જે કેટલીક નોંધનીય અને અતી મહત્ત્વની માહીતીઓ પ્રાપ્ત થઈ છે તે આ પ્રમાણે છે.

સીંધુઘાટીના 5000 વર્ષ પુરાણા જે અવશેષો પ્રાપ્ત થયા છે તેમાં ઋગ્વેદ, ઋગ્વેદની છન્દસ્ ભાષા, ઋગ્વેદના દેવી–દેવતાઓ તથા રાજા–મહારાજાઓ અને ઋષી–મુનીઓનું કોઈ નામ–નીશાન નથી. ઉપરાંત તેમાં ઋગ્વેદના યજ્ઞકુંડો અને યજ્ઞમંડપો, વર્ણવ્યવસ્થા મુજબના ભીન્ન–ભીન્ન મહોલ્લાઓ, રાજાના રાજમહેલો અને દેવી–દેવતા કે ઈશ્વરના મન્દીરો કે ધર્મસ્થાનોનું તેમાં નામ–નીશાન નથી.

દેશ–વીદેશના પુરાતત્ત્વવીદો અને સંશોધનકાર વીદ્વાનોના અભ્યાસ મુજબ સીંધુઘાટીમાં 5000 વર્ષ પુર્વે વસનારાં ભારતીય લોકોની સંસ્કૃતી વીજ્ઞાનવાદી અને આધુનીક વીક્સીત સંસ્કૃતી હતી. તેમાં વસનારાં લોકો શીક્ષીત અને સુસભ્ય હતાં તથા ખેતી, પશુપાલન ઉપરાંત વેપાર–વાણીજ્ય કરનાર સાહસીક અને સુધરેલ પ્રજા હતી. આધુનીક સુખ–સગવડોવાળાં વ્યવસ્થીત રીતે બન્ધાયેલાં નગરોમાં વસનારી તે નાગરીક પ્રજા હતી. તેમના આવાસો સંડાસ–બાથરુમ અને વીશાળ સ્નાનાગારોયુક્ત તથા તેમાં ગટરપદ્ધતી પણ અસ્તીત્વમાં હતી. સર જ્હૉન માર્શલ લખે છે કે વેપાર, ખેતી, પશુપાલન, રાજનીતી, યોગશાસ્ત્ર, આયુર્વેદ, સ્ત્રી–પુરુષ

સમાનતા અને ધાર્મીકતાનો અભાવ (અર્થાત્ ધર્મસ્થાનો અને રાજમહેલોનો અભાવ) એ આ સંસ્કૃતીની ખાસ વીશીષ્ટતાઓ હતી. આ સંસ્કૃતીમાં વસનારાં લોકોમાં સામુહીક શાસન હતું. તે પ્રકૃતીપુજક, લીંગયોનીપુજક અને માતૃપુજક પ્રજા હતી.

સીંધુ સંસ્કૃતીનો આ અભ્યાસ દર્શાવે છે કે સીંધુઘાટીની સંસ્કૃતી વૈદીક સંસ્કૃતી કરતાં પુરાણી અને તદ્દન ભીન્ન છે. સીંધુઘાટીની સંસ્કૃતી 5000 વર્ષ પુરાણી હોવાથી અને વૈદીક સંસ્કૃતી ત્યાર પછીની હોવાથી એમ કહી શકાય કે ઋગ્વેદ વધારેમાં વધારે 4000 વર્ષથી પુરાણો કદાપી હોઈ શકે નહીં. સીંધુઘાટીમાં મન્દીરો અને રાજમહેલો નથી તે બાબત દર્શાવે છે તે સંસ્કૃતીમાં ઈશ્વરવાદનું અને રાજાશાહીનું કોઈ અસ્તીત્વ નહોતું. પ્રજામાં સામુહીક શાસન હતું જેને કારણે જ તેમાંથી ભારતમાં ત્યારબાદ લોકશાહી–ગણતન્ત્રનો વીકાસ થયો હોવો જોઈએ. બુદ્ધના સમયમાં દેશમાં 16 રાજાશાહી અને 09 ગણતન્ત્રો હતા. તે દર્શાવે છે કે ત્યાં સુધીમાં વીદેશી આર્યો દ્વારા 16 ગણતન્ત્રોનો નાશ કરીને ત્યાં તેમણે રાજાશાહીની સ્થાપના કરી દીધી હતી. જેમાં તેમણે વર્ણવ્યવસ્થાવાદી સમાજરચનાનો અમલ કરી દીધો હતો. પ્રો. રા. ના. દાંડેકર જેવા અનેક ઈતીહાસકારો માને છે કે સીંધુઘાટીની સંસ્કૃતીનો નાશ ઈન્દ્રાદી આર્યોએ કર્યો હોવાના ઐતીહાસીક પ્રમાણો મળે છે. ઋગ્વેદમાં ઈન્દ્રે દાસ અને દસ્યુઓનાં અનેક નગરોનો નાશ કર્યાના ઉલ્લેખો છે. લાખો દસ્યુઓને મોતને ઘાટ ઉતારી તેમની તમામ સમ્પત્તી અને સ્ત્રીઓ લુંટીને પોતાની પ્રજામાં વહેંચી દેવાના ઉલ્લેખો પણ ઋગ્વેદમાં ઠેર ઠેર છે. દસ્યુ પ્રજા આર્યોનો ધર્મ યાને વર્ણવ્યવસ્થા અને યજ્ઞ સંસ્કૃતી સ્વીકારી નહોતી, તેથી જ તેમનો નાશ કરી નાખવામાં આવ્યો હતો એવાં ઉલ્લેખો પણ ઋગ્વેદમાં છે. લીંગયોની પુજક પ્રજા સામે આર્યોને સખત તીરસ્કાર હતો, અને લીંગયોની પુજક પ્રજા સીંધુઘાટીની સંસ્કૃતીમાં વસનારી પ્રજા હતી એ ઐતીહાસીક હકીકત છે.

પરન્તુ સીંધુઘાટીની સંસ્કૃતી અને વૈદીક સંસ્કૃતીના તુલનાત્મક અભ્યાસમાંથી પ્રગટ થતું આ સત્ય આપણા દેશના વર્ણવાદી માનસીકતાથી પીડાતા વીદ્વાનો સ્વીકારવા જેટલી સ્વસ્થતા ધરાવતાં નથી. તેમ જ તાર્કીક, ઐતીહાસીક,

વાસ્તવીક અને વૈજ્ઞાનીક દૃષ્ટીથી આ સત્યનો સામનો કરવા માટે સક્ષમ પણ નથી, તેથી સામ્પ્રત સમયના વીદ્વાનોએ સીંધુઘાટીની સંસ્કૃતી પ્રત્યે બે અભીગમ અપનાવ્યા છે. જેમાંનો એક અભીગમ એવો છે કે જેમાં તેમણે એવું વલણ લીધું છે કે સીંધુઘાટીની સંસ્કૃતીનું ક્યાંય નામ લેવું જ નહીં; અર્થાત્ તેનો કોઈ જગ્યાએ ઉલ્લેખ કરવો નહીં; પરન્તુ તેના પ્રત્યે પ્રગાઢ મૌન જ સેવવું. બીજો અભીગમ એવો અપનાવ્યો છે કે સીંધુઘાટીનું નામ લીધા વીના તેના વીશે બુદ્ધીહીન બકવાસ કરવો અને પુરાતત્ત્વ વીજ્ઞાનનો જ જડમુળમાંથી વીરોધ કરવો અને એવો વીરોધ કરવા માટે અતાર્કીક લવારા કરવા. દા.ત. સુરતના એક વર્તમાનપત્રના એક કટારલેખક સીંધુઘાટીની સંસ્કૃતીનો ઉલ્લેખ કરવાનું ટાળીને સાવ અસમ્બદ્ધ રીતે પોતાના એક લેખમાં લખે છે કે 'પુરાણા અવશેષોમાંથી કોઈ ધનુષ્ય મળે તો કેવી રીતે કહી શકાય કે એ ધનુષ્ય અર્જુનનું છે કે એકલવ્યનું ? ...કોઈ બોરનો ઠળીયો મળે તો કેવી રીતે કહી શકાય કે શબરીએ રામને આપેલા બોરનો એ ઠળીયો છે ?

વાસ્તવમાં આ વીદ્વાન લેખક સીંધુઘાટીની સંસ્કૃતીમાંથી ઉજાગર થતાં સત્યોનો સીધો સામનો કરી શકે એમ નથી, તેથી તેમણે આખા પુરાતત્ત્વ વીજ્ઞાનને જ મુળમાંથી ઉખેડી નાખવાનો એમનાં આ વીધાનો દ્વારા પ્રયાસ કર્યો છે. વાસ્તવમાં તેમનો આ પ્રયાસ કેટલાંક વર્ણવાદી સાધુ–બાવા યા ધર્માચાર્યો જેવો છે. આ વીદ્વાન લેખક આ સાધુ–બાવાની જેમ એમ પણ કહી શક્યા હોત કે પૃથ્વી ગોળ છે અને તે સુર્યની આસપાસ ફરે છે એની શી ખાતરી ? સુર્ય વાયુઓનો ગોળો છે એની શી ખાતરી ? પૃથ્વીને ગુરુત્વાકર્ષણ બળ હોવાની સાબીતી શું છે ? વગેરે વગેરે...

વાસ્તવમાં સીંધુઘાટીની સંસ્કૃતીના અવશેષોના અભ્યાસમાં ધનુષ્યબાણ અને બોરના ઠળીયાનો કે એના જેવી બીજી કોઈ વસ્તુઓનો આવો કોઈ પ્રશ્ન જ નથી. વાસ્તવીકતા એ છે કે ઋગ્વેદ, વર્ણવ્યવસ્થા, રામ, પરશુરામ, વશીષ્ઠ, ધ્રુવ, પ્રહલાદ, આદીને લાખો વર્ષ પહેલાના ગણવામાં આવે છે તેમનું 5000 વર્ષ પુરાણી સીંધુઘાટીની સંસ્કૃતીમાં નામોનીશાન કેમ નથી એના કારણો શું છે, અને તેનાથી આપણા કહેવાતા ઈતીહાસમાં શું ફેર પડે છે એની વીચારણાનો એમાં પ્રશ્ન છે. પરન્તુ

એવી વીચારણાથી અગાઉના તમામ ઈતીહાસો ધરાશાયી થતાં હોવાથી યા ઉલટા પ્રતીત થતાં હોવાથી વર્ણવાદી વીદ્વાનો તેની વીચારણાથી દુર ભાગે છે. એટલું જ નહીં; પરન્તુ પુરાતત્ત્વ વીજ્ઞાન અને વીજ્ઞાનનો જ છેદ ઉડાડવાનો આડકતરો પ્રયાસ કરે છે. આશ્ચર્યની વાત એ છે કે આવા વીદ્વાનો ઈશ્વરના અસ્તીત્વની ચર્ચા કરતી વખતે કહેતા હોય છે કે વીજ્ઞાનનો વીકાસ પણ ઈશ્વરની ઈચ્છા અને કૃપાને કારણે જ થયો છે. પરન્તુ એ જ વીજ્ઞાન જ્યારે એમની રુઢીચુસ્ત અને સ્વાર્થી માન્યતાને ધરાશાયી કરે છે, ત્યારે તેઓ વીજ્ઞાનનો પણ સમુળગો વીરોધ કરી બેસે છે. જેમાં બીજી આશ્ચર્યની વાત એ હોય છે કે તેઓ શું બકવાસ કરી રહ્યાં હોય છે, એની એમને ત્યારે ખબર જ રહેતી નથી.

વર્ણવ્યવસ્થાવાદીઓએ સીંધુઘાટીની સંસ્કૃતી વૈદીક હોવાનું પુરવાર કરવા માટે ઘણા પ્રયત્નો અને પેંતરાઓ કરી જોયા છે; પરન્તુ તે બધાં નીરાધાર અને નીષ્ફળ પુરવાર થયા છે. હીન્દુપ્રજા બાહ્ય રીતે અજ્ઞાનને કારણે આજે ભલે વર્ણાશ્રમધર્મને હીન્દુધર્મ માનતી હોય; પરન્તુ આન્તરીક રીતે તે બુદ્ધ અને મહાવીરના શીલ અને સદાચારના ઉપદેશને જ ધર્મ માને છે. ભારતમાં બે ભીન્ન સંસ્કૃતીઓનું સહઅસ્તીત્વ આજે પણ સર્વત્ર જોઈ શકાય છે. એક પ્રજા પરમ્પરાગત લોકધર્મ પાળે છે અને બીજી પ્રજા શાસ્ત્રીયધર્મ યાને ધર્મગ્રન્થ પર આધારીત ધર્મ પાળે છે. લોકધર્મ સીંધુઘાટીની પરમ્પરા છે, જ્યારે શાસ્ત્રીયધર્મ વૈદીક પરમ્પરાનો છે.

સીંધુ સંસ્કૃતી વૈદીક નથી એનું સૌથી પ્રબળ અને અકાટ્ય પ્રમાણ એ છે કે જો સીંધુ સંસ્કૃતી વૈદીક હોત તો પુરાણો, રામાયણ, મહાભારત, ગીતા અને સ્મૃતીઓમાં એનો યશસ્વી ઉલ્લેખ હોત. આ બધાં ગ્રન્થોમાં વૈદીક સંસ્કૃતીનો ઉલ્લેખ છે; પરન્તુ સીંધુ સંસ્કૃતીનો ઉલ્લેખ નથી, તે દર્શાવે છે કે સીંધુ સંસ્કૃતી વૈદીક નથી.

વીચારણીય પ્રશ્ન અહીં એ છે કે આઝાદી પછીના ભારતના વીદ્વાનો, ચીન્તકો, લેખકો, મુર્ધન્ય સાહીત્યકારો, સંશોધનકારો, પત્રકારો, ઈતીહાસકારો અને સાધુ–સન્તો તથા આચાર્યો સીંધુઘાટીની સંસ્કૃતીની વીચારણાની શા માટે ઉપેક્ષા કરી

રહ્યા છે ? તેઓ સીંધુઘાટીની વૈદીક સંસ્કૃતીનો તુલનાત્મક અભ્યાસ હીન્દુ પ્રજા સમક્ષ કેમ રજુ કરતા નથી ? આજે પણ તેઓ જ્યારે રામાયણ, મહાભારત, પુરાણો વગેરે ગ્રન્થોની સમીક્ષા લખે છે ત્યારે માત્ર વૈદીક સંસ્કૃતીને જ કેન્દ્રમાં રાખીને તેની સમીક્ષા કરે છે ત્યારે તેઓ સીંધુઘાટીની સંસ્કૃતીને પણ કેન્દ્રમાં કેમ રાખતા નથી ? એનો અર્થ તો એમ જ થાય કે વીદેશી આર્યોની વીદેશી વૈદીક સંસ્કૃતી ને જ તેઓ પોતાની સંસ્કૃતી માને છે. અને સીંધુઘાટીની ભારતીય સંસ્કૃતીને તેઓ પોતાની સંસ્કૃતી માનતા નથી. એનો અર્થ એવો થાય કે તેઓ પોતાને મનમાં ભારતીય નથી માનતા; પરન્તુ તેઓ પોતાને મનમાં વીદેશી આર્ય માને છે. જો તેઓ એમ માનતા હોય કે આર્યો બહારથી આવ્યા નથી; પરન્તુ આર્યો પણ ભારતના મુળ નીવાસીઓ છે, તો પણ એનો મને કે કોઈને કશો જ વાંધો નથી, પરન્તુ ખુશી જ છે. તો પછી તેઓ ભારતની પોતાના સીવાયની પ્રજાને નીચ, અધમ, અપવીત્ર અને હલકી શા માટે ગણે છે ? તેને શુદ્ર ગણીને તેને શાસન અને પ્રશાસન માટે અપાત્ર કેમ માને છે ? શું કોઈ પોતાના સહોદરને કદી અપાત્ર અને અધમ માની શકે ? માર્ગદર્શન ફક્ત અમે જ કરી શકીએ અને અમારાથી અન્ય નહીં એવું એક ભારતીય વ્યક્તી બીજી ભારતીય વ્યક્તી વીશે કેવી રીતે કહી શકે ?

•

**11**

# ભારતીય સંસ્કૃતી વીરુદ્ધ આર્ય સંસ્કૃતી

અનુક્રમણીકા

આશ્ચર્યની વાત એ છે કે આજના આધુનીક જ્ઞાન–વીજ્ઞાનના યુગમાં પણ આપણા મોટાભાગના પ્રબુદ્ધ વીદ્વાનો પણ આર્ય સંસ્કૃતીને જ ભારતીય સંસ્કૃતી માને છે. અર્થાત્ બન્ને સંસ્કૃતીને એક જ સંસ્કૃતી માને છે; પરન્તુ વાસ્તવીકતા તો તદ્દન જુદી જ છે; કારણ કે હકીકતમાં ભારતીય સંસ્કૃતી અને આર્ય સંસ્કૃતી પરસ્પરથી ભીન્ન જ નહીં; પરન્તુ વીપરીત પણ છે. વાસ્તવીકતા એ છે કે લગભગ છેલ્લાં સાડા ત્રણ હજાર વર્ષ કરતાંયે વધારે સમયથી બન્ને સંસ્કૃતીઓ પરસ્પરનો સંઘર્ષ અને સમન્વય કરતાં કરતાં જ સાથે જ વીકસતી રહી, અસ્તીત્વ ધરાવતી રહી છે, જેને કારણે આટલા બધા પ્રલમ્બ સમય દરમીયાન બન્ને સંસ્કૃતીઓનાં તત્ત્વો પરસ્પરમાં ભળી ગયાં હોય, કેટલાંક તત્ત્વો એકદમ ઓતપ્રોત પણ થઈ ગયાં હોય, કેટલાંક અર્ધા–પર્ધા એકબીજામાં ભળ્યાં હોય અને કેટલાંક તત્ત્વો અલગ પણ રહી ગયા હોય, તેથી તેમની વચ્ચેના ભેદો આજે જલદીથી માલુમ ન પડે એવું પણ બની શકે. પરન્તુ ઝીણવટથી અભ્યાસપુર્ણ નજરે જોવામાં આવે તો એ બે સંસ્કૃતીઓ વચ્ચેના ભેદો અવશ્ય નજરમાં આવી જાય છે. પ્રારમ્ભમાં આ બે સંસ્કૃતીઓ વચ્ચે અનેક સ્પષ્ટ ભેદો હતા જેમાંના કેટલાક ભેદો આ પ્રમાણે ગણાવી શકાય એમ છે :

## (1) બુદ્ધી અને શ્રમનો સમન્વય :

ભારતીય સંસ્કૃતી બુદ્ધીપુર્વકના શારીરીક શ્રમમાં વીશ્વાસ રાખે છે, જ્યારે આર્ય સંસ્કૃતી શારીરીક પરીશ્રમમાં માનતી નથી. આર્યો રખડતી, ભટકતી, અસભ્ય પ્રજા હતી. પ્રારમ્ભમાં તે ચોરી, લુંટ–ફાટ, ધાડ અને લડાઈ–ઝઘડા કરીને જ પોતાનું ગુજરાન ચલાવતા હતા. લાંબા સમય પછી બન્ને સંસ્કૃતીઓ વચ્ચે સમાધાન અને સમન્વય તથા સમ્બન્ધ થતા તેઓએ પોતાની કામચોરીના લુંટમારના ધંધાઓનું બાહ્ય સ્વરુપ બદલવું પડ્યું. તે માટે તેમણે વર્ણવ્યવસ્થા સ્થાપી. હોમ, હવન, યજ્ઞો,

પ્રાયશ્ચીત્ત, મરણોત્તર ક્રીયાકાંડો આદી દ્વારા તેમણે શારીરીક શ્રમ વીનાની પોતાની આજીવીકાના ધંધાઓનું નીર્માણ કર્યું. આર્યોએ પોતાના માટે ભીક્ષુક વૃત્તીને પણ ધર્મશાસ્ત્રો દ્વારા પવીત્ર અને શ્રેષ્ઠ બનાવી દીધો. જ્યારે ભારતીય પ્રજા આખો દીવસ તનતોડ મહેનત કરશે; પરન્તુ કદાચ 'મરતે દમ તક' ભીખ નહીં માગે. અલબત્ત ભીક્ષુક વૃત્તી એ ભારતીય પ્રજાની ક્યારેક મજબુરી હોઈ શકે; પરન્તુ આર્યપ્રજાની તો તે માનસીકતા યા ધર્મ છે. આર્ય પ્રજા શારીરીક શ્રમને નીમ્ન, અધમ અને અપવીત્ર ગણે છે. ખેતી, કલાકારીગરી અને વૈદ્યના દવા–દારુના ધંધાઓને પણ તેમણે નીમ્ન અને ત્યાજ્ય ગણ્યા છે. જ્યારે ભારતીય પ્રજા પોતાની બુદ્ધી સાથે શારીરીક શ્રમ કરીને ખેતી, પશુપાલન, શીલ્પ–સ્થાપત્ય, હુન્નર–કળાઓના ધંધાઓમાં પારંગત હતી. મોહેં–જો–દડો અને હડપ્પાની સંસ્કૃતી તેનું પ્રમાણ છે. અલબત્ત આ બાબતમાં પણ બન્ને સંસ્કૃતીની પરસ્પરમાં ભેળસેળ થઈ છે. તેમ છતાંય જોઈ શકાય છે કે આજે પણ આપણા ઘણા ભારતીય બન્ધુઓ આર્ય માનસીકતા ધરાવતા હોવાથી શારીરીક પરીશ્રમ વીના કેટલાક ધંધાઓમાં પોતાનું પ્રભુત્વ જમાવી રાખ્યું છે અને કાયમ જમાવી રાખવા પણ માંગે છે. આજે પણ ભારતીય માનસ ધરાવતી દીકરીઓ અને માતાઓ મહેનત મજુરી કરીને પોતાનું ગુજરાન ચલાવશે; પરન્તુ પરીશ્રમ વીનાનો પૈસો લાવવાનો વીચવાર સુધ્ધાં નહીં કરે. ભારતીય સંસ્કૃતી બુદ્ધી સાથે શ્રમનો ઉપયોગ કરે છે, જ્યારે આર્ય સંસ્કૃતી બુદ્ધી દ્વારા છળકપટનો ઉપયોગ પણ કરે છે, શ્રમથી દુર ભાગે છે.

## (2) સ્ત્રી–પુરુષ સમાનતા :

સીંધુઘાટીની સંસ્કૃતીના અવશેષોમાં સ્ત્રી–પુરુષ સમાનતાનાં લક્ષણો જોઈને તેના એક સંશોધક સર જ્હૉન માર્શલ લખે છે કે, 'The female element appear to be equal with, if not predominate over the male' અર્થાત્ 'સ્ત્રી અને પુરુષ વચ્ચે સમાનતા દેખાય છે; છતાંય તે સ્ત્રી તત્ત્વનું વર્ચસ્વ ધરાવતું નથી.'

ભારતીય અનાર્ય પ્રજામાં સ્ત્રી–પુરુષ સમાનતા નજરે પડે છે. જીવનના દરેક ક્ષેત્રમાં યાને ખેતી, પશુપાલન, કલા–કારીગરી, મહેનત–મજુરી, ધંધા–ઉદ્યોગમાં

સ્ત્રી અને પુરુષ સાથે કામ કરતા જોવા મળે છે. જ્યારે આર્યોની સ્ત્રીઓ ઘરની બહાર નીકળતી નથી, ઓઝલ–પડદામાં રહે છે. માત્ર રસોઈ, ઘરકામ અને બાળકોને જન્મ આપવાના કામ સીવાયનું કોઈ કામ તે કરતી નથી, તેથી તે પરતન્ત્ર છે. પુરુષની ગુલામ છે, જ્યારે ભારતીય સ્ત્રી સ્વતન્ત્ર છે. પુરુષની જેમ તે બહારનાં કાર્યો કરી શકે છે, તેમ તે પુરુષની જેમ બીજી વાર લગ્ન પણ કરી શકે છે. આર્યોમાં પુરુષો અનેકવાર 'મરતે દમ તક' પુનર્લગ્ન કરી શકે છે. સ્ત્રીને પુનર્લગ્નની મનાઈ છે. તેને પતી પાછળ સતી થવાની યા આજીવન વૈધવ્ય પાળવાની ફરજ પાડવામાં આવે છે. આર્યપ્રજામાં દીકરીનો જન્મ અપશુકનીયાળ ગણાય છે. પ્રાચીનકાળમાં આર્યો દીકરીને દુધપીતી કરતા હતા અને આજે કન્યાભ્રુણ હત્યા કરે છે. ભારતીય પ્રજામાં કેટલીક સ્ત્રીઓ સ્વેચ્છાએ વીધવા રહે છે (અર્થાત્ પતીના મૃત્યુ પછી પુનર્લગ્ન નથી કરતી) અને મહેનત–મજુરી કરીને પોતાના સન્તાનોને ઉછેરે છે. ભારતીય પ્રજામાં દહેજ પ્રથા નથી. આર્યોમાં દહેજ પ્રથા આજે પણ વીકરાળ છે. દહેજને કારણે પુત્રવધુઓને ત્રાસ અપાય છે અને જીવતી સળગાવી મુકવામાં પણ આવે છે.

ભારતીય સ્ત્રી ઈચ્છાવરને પરણી શકે છે. ઈચ્છીત યુવાન સાથે ભાગી જઈને યા પોતાને ભગાડી જવા માટે ઈચ્છીત યુવાનને ઉશ્કેરીને પણ; તેની સાથે ભાગી જઈને લગ્ન કરી લે છે, જ્યારે આર્યોમાં કુળ, ગોત્ર, જાતી અને જન્મકુંડળી વગેરે જોઈને કુટુમ્બની ઈચ્છા પ્રમાણે જ તેઓ જ્યાં ઈચ્છે ત્યાં જ તે પરણી શકે છે અને દીકરી વીરુદ્ધમાં જાય તો તેને મારી નાખવામાં આવે છે યા કાયમ માટે સમ્બન્ધ કાપી નાખવામાં આવે છે.

કૃષ્ણ રુકીમણીનું, અર્જુન સુભદ્રાનું, અર્જુનપુત્ર અભીમન્યુ સુરેખાનું, કૃષ્ણપૌત્ર અનીરુદ્ધ બાણાસુરની પુત્રી અક્ષયાનું હરણ કરીને લગ્ન કરે છે, તેમ જ દુષ્યન્ત અને શકુન્તલા ગાંધર્વલગ્ન કરે છે. આ બધાં ભારતીય મુળનીવાસી અનાર્ય ક્ષત્રીયો હતાં. આ બાબતમાં આજે પણ બન્ને સંસ્કૃતીઓનાં લક્ષણો પરસ્પરમાં થોડાઘણા અંશે ભેળસેળ થઈ ગયેલાં જણાય છે. ભારતીય સંસ્કૃતી લગ્નબાહ્ય

સમ્બન્ધોમાં માનતી નથી, જ્યારે આર્ય સંસ્કૃતી લગ્નબાહ્ય સમ્બન્ધો પણ માન્ય રાખે છે.

## (3) દત્તક પ્રથા :

ભારતીય દમ્પતી સંજોગવશાત નીઃસન્તાન રહી જાય તો તે કોઈ પણ અન્યના બાળકને દત્તક લે છે, જ્યારે આર્ય સંસ્કૃતીએ નીયોગપ્રથા સ્થાપી છે. જેમાં નીઃસન્તાન સ્ત્રીને પોતાના જ કુળના જેઠ યા દીયર સાથે યા પોતાના કરતાં ઉંચા વર્ણના કોઈ પણ પુરુષ સાથે (બહુધા બ્રાહ્મણ સાથે) દેહસમ્બન્ધ કરાવી બાળક પેદા કરાવવામાં આવે છે. આર્ય પ્રજામાં પ્રત્યેક સ્ત્રી માટે પણ આ નીયોગપ્રથા ફરજીયાત છે. સ્ત્રી વીધવા હોય કે સધવા; પરન્તુ તેને નીયોગ માટે ગમે ત્યારે ફરજ પાડી શકાય છે. અર્થાત્ આર્ય પંડીતોએ પોતાના વ્યભીચારને પોષવા માટે આ નીયોગપ્રથા સ્થાપી હતી; પરન્તુ ભારતીય પ્રજાએ તે કદીયે સ્વીકારી નથી. તેનું જ્વલન્ત ઉદાહરણ એ છે કે ભારતીય બન્ધારણમાં હીન્દુ કોડ બીલ ઉમેરીને તેના દ્વારા કોઈ પણ ભારતીય સ્ત્રીને પણ માત્ર પુત્ર જ નહીં; પરન્તુ પુત્રીને પણ દત્તક લેવાની ભવ્ય સુવીધા કરી આપીને પ્રાચીનકાળની વ્યભીચારી નીયોગપ્રથામાંથી કાયમ માટે છોડાવી દીધી છે. ભારતીય બન્ધારણનું એ અભુતપુર્વ અને ક્રાન્તીકારી પગલું છે.

આશ્ચર્યની વાત એ છે કે મહાભારતમાં પાંડુ, ધૃતરાષ્ટ્ર, વીદુર તથા પાંડવોને તથા રામાયણમાં રામાદી બાંધવોને નીયોગ દ્વારા ઉત્પન્ન થયેલાં બતાવ્યા હોવા છતાં; તેમ જ આધુનીક સમાજસુધારક મહર્ષી દયાનન્દે નીયોગપ્રથાની ભરપુર તરફેણ કરી હોવા છતાં; ઈન્દ્ર અને અન્ય દેવો અને અમુક ઋષી–મુનીઓના મુક્ત યૌન પ્રસંગો ધર્મશાસ્ત્રોમાં વર્ણીત હોવા છતાં; ભારતની મુળ નીવાસી પ્રજા મુક્ત વ્યભીચારની પ્રથાઓ સાથે સમ્મત નથી થઈ.

## (4) સ્ત્રી અને પૃથ્વી બન્ને માતા :

ભારતીય સંસ્કૃતી સ્ત્રીને માતા માને છે. માતૃપુજક અને માતૃસત્તાક સમાજવાળી તે પ્રજા છે. તેમની માતા કોઈ દીવ્ય કે અલૌકીક નથી; પરન્તુ એમની

માતાઓ એવી પુર્વજ સ્ત્રીઓ છે જે દુશ્મનો સાથે લડવામાં શહીદ થયેલી યા પરાક્રમી યા સેવાભાવી છે. આર્ય સંસ્કૃતીમાં સ્ત્રી માત્ર માદા છે. ભારતીય સંસ્કૃતીમાં સ્ત્રી અને પૃથ્વી બન્ને માતા છે, (અને ચન્દ્ર 'ચાંદામામા' છે) જ્યારે આર્ય સંસ્કૃતીમાં આ બન્ને 'ભોગ્યા' છે. 'વીર ભોગ્યા વસુંધરા' એ આર્ય સંસ્કૃતીનું પ્રખ્યાત સુત્ર છે. આર્યોના ગ્રન્થોમાં અમુક રાજાઓએ 'અમુક વર્ષો સુધી રાજ કર્યું' એમ લખવાને બદલે તે રાજાઓએ 'પૃથ્વીને ભોગવી' એમ લખેલું જોવા મળે છે. ખુદ ગીતામાં પણ અર્જુનને કહેવામાં આવ્યું છે કે 'જો તું માર્યો જઈશ, તો સ્વર્ગ પામીશ અથવા જીતીશ તો પૃથ્વી ભોગવીશ' (અધ્યાય : 2–37). ધરતીનો ભોગ કરવાની વાત ભારતીય સંસ્કૃતી કદી વીચારી પણ ન શકે.

એવી જ રીતે ભારતીયજનને દરેક સ્ત્રી પોતે, માતા, બહેન, ભાભી, પુત્રવધુ, દાદી, નાની, માસી, કાકી, ભાણેજ, ભત્રીજી, પુત્રી, દોહીત્રી વગેરે અનેક સમ્બન્ધોથી બન્ધાયેલી છે. દરેક સમ્બન્ધનું અલગ–અલગ મુલ્ય, માન, આદર અને શુદ્ધતાનો અલગ મહીમા છે. જ્યારે આર્યોમાં સ્ત્રી કેવળ સ્ત્રી યા માદા છે. એ સીવાય કોઈ સમ્બન્ધને આર્ય પ્રજા જાણતી નહોતી. આજે આ સંસ્કૃતીમાં બન્ને પક્ષમાં ભેળસેળ દ્વારા વીકૃતી આવી ગઈ છે; છતાંય બહુધા પ્રેમાદરનો આ ભાવ પણ જળવાઈ રહેલો પણ જોઈ શકાય છે.

## (5) લોક પ્રમાણ :

ભારતીય સંસ્કૃતી લોકને યા લોકોના તર્ક અને અનુભવને પ્રમાણ માને છે, જ્યારે આર્ય સંસ્કૃતી ધર્મગ્રન્થને યા ગુરુને પ્રમાણ માને છે. વેદાદી અનેક ધર્મગ્રન્થોને પ્રમાણ માને છે. જ્યારે બૃહસ્પતી, ચાર્વાક, બુદ્ધ, મહાવીર, કબીર, નાનક, રૈદાસ(રોહીદાસ), જ્ઞાનેશ્વર, તુકારામ આદી ભારતીય સંસ્કૃતીના તમામ જ્યોતીર્ધરોએ વેદપ્રામાણ્યનો નકાર કર્યો તેમ જ સંસ્કૃત ભાષાનો પણ ઈનકાર કરીને લોકભાષામાં જ સદાચાર અને ધર્મનો પ્રચાર કર્યો. બુદ્ધે કહ્યું, 'અપ્પ દીપો ભવ' – તારો દીવો તું જ થા. તો અખાએ કહ્યું – 'તારો ગુરુ તું જ થા'.

## (6) સામાજીક સમાનતા :

ભારતીય સંસ્કૃતી સામાજીક સમાનતા અને એકતામાં માને છે. કોઈ સમાજ, જાતી, વંશ, કુળ કે વર્ણ ઉંચો યા નીચો નથી. બધા સમાન છે. જ્યારે આર્ય સંસ્કૃતી ચતુવર્ણવ્યવસ્થામાં માને છે. તે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શુદ્ર આદી ક્રમશઃ ઉંચનીચની શ્રેણીમાં ખરાબ રીતે વીભાજીત કરે છે. આર્ય બ્રાહ્મણ પોતાને સર્વથી શ્રેષ્ઠ, મહાન, પુજનીય, પવીત્ર, પૃથ્વી પરના દેવ અને બધાના માલીક માને છે. અને પોતાના સીવાયનાને નીમ્ન, અધમ, અપવીત્ર અને નીચયોની માને છે. જગતનું તમામ જ્ઞાન ફક્ત બ્રાહ્મણો પાસે જ છે અને જગતને તે જ કેવળ માર્ગદર્શન કરી શકે છે. પોતાના સીવાયનાને એવો અધીકાર કે બુદ્ધી યા ક્ષમતા નથી એમ તેઓ માને છે, એવું કહેતી વખતે તેઓ એ ઈતીહાસ ભુલી જાય છે કે હજારો વર્ષ સુધી ભારત ઉપર અનેક લુંટારાઓ હુમલા કરી ભારતને ઘમરોળતાં અને હરાવતાં તથા લુંટતાં રહેતા હતા ત્યારે એમનું માર્ગદર્શન ક્યાં ગયું હતું ? બે હજાર વર્ષની ગુલામી વખતે એમનું માર્ગદર્શન ક્યાં ગયું હતું ? શકો, હુણો, આરબો, મોગલો આ દેશના શાસકો બન્યા ત્યારે તેમના દીવાન, મન્ત્રી, કુલકર્ણી અને પાટીલ વગેરે બનીને એમને એવું માર્ગદર્શન કોણ આપતું હતું કે જેથી ભારતની પ્રજાનું ત્યારે સર્વાંગી શોષણ હજારો વર્ષ સુધી થતું જ રહ્યું ? છતાંય આજે આર્ય સંસ્કૃતીના રંગે રંગાયેલા કેટલાક લોકો હજી પણ પોતાને શ્રેષ્ઠ અને પોતાના સીવાયનાને નીમ્ન માની રહીને ભારતીય પ્રજાની સમાનતા અને એકતાને ગમ્ભીર નુકસાન પહોંચાડી રહ્યાં છે.

ભારતીય સંસ્કૃતી નીરીશ્વરવાદી, ઈહલોકવાદી, વીજ્ઞાનવાદી અને માનવવાદી છે, જ્યારે આર્ય સંસ્કૃતી ઈશ્વરવાદી, પરલોકવાદી, અન્ધશ્રદ્ધાવાદી અને માનવતાહીન છે. જે અન્ય મનુષ્યને નીચ અને અપવીત્ર ગણે એ સંસ્કૃતી માનવવાદી સંસ્કૃતી કહેવાય જ નહીં ને ? ભારતીય સંસ્કૃતી શીલ, સદાચાર, નૈતીકતા અને પ્રજ્ઞાને ધર્મ માને છે, જ્યારે આર્ય સંસ્કૃતી વર્ણા–શ્રમને ધર્મ માને છે. ભારતીય સંસ્કૃતી પ્રાકૃતીક કાર્ય–કારણ નીયમનને માને છે, જ્યારે આર્ય સંસ્કૃતી પ્રારબ્ધ અને નસીબને માને છે. ભારતીય સંસ્કૃતી પોતાના માનવીય કર્તવ્ય, ફરજ અને

જવાબદારીને ધર્મ માને છે, જ્યારે આર્ય સંસ્કૃતી ઈશ્વરપ્રાપ્તી અર્થે ઈશ્વર ભજનને ધર્મ માને છે. ભારતીય સંસ્કૃતી 'બહુજન હીતાય બહુજન સુખાય'માં માને છે, જ્યારે આર્ય સંસ્કૃતી 'અલ્પજન (બ્રાહ્મણ) હીતાય અલ્પજન સુખાય'માં માને છે.ભારતીય સંસ્કૃતી માને છે કે મનુષ્ય પોતે જ પોતાનો સ્વામી છે. જ્યારે આર્ય સંસ્કૃતી માને છે કે 'તું દયાળુ, દીન હું, તું દાની, હું ભીખારી' ભારતીય સંસ્કૃતીમાં લોક સ્વયં વીધાતા, જ્યારે આર્ય સંસ્કૃતીમાં સત્તાના શીર્ષ ઉપર બ્રાહ્મણ. ભારતીય સંસ્કૃતી લોકશાહીમાં માને છે, જ્યારે આર્ય સંસ્કૃતી રાજાશાહીમાં માને છે. ભારતીય સંસ્કૃતીનું મુળ સીન્ધુઘાટીની સંસ્કૃતી છે, જ્યારે આર્ય સંસ્કૃતી વીદેશી યુરેશાઈ મુળની છે. સીન્ધુ સંસ્કૃતી એ હીન્દુ સંસ્કૃતી છે, જ્યારે આર્ય સંસ્કૃતીવીદેશી સંસ્કૃતી છે. ભારતીય સંસ્કૃતી ત્યાગવાદી શ્રમણોની સંસ્કૃતી છે, જ્યારે આર્ય સંસ્કૃતી ભોગવાદી આર્યોની સંસ્કૃતી છે.

•

**12**

# આત્મા–પરમાત્મા અને વર્ણાશ્રમધર્મનો વીરોધ કરનારા ચાર્વાક એકલા નહોતા

અનુક્રમણીકા

આપણા સમાજમાં સામાન્ય ખ્યાલ એવો પ્રવર્તી રહ્યો છે કે આત્મા–પરમાત્માના અસ્તીત્વનો અને વર્ણાશ્રમધર્મનો વીરોધ કરનાર ચાર્વાક માત્ર એક જ – એકલો જ ભારતમાં પેદા થયો છે. વાસ્તવમાં આ પણ એક કુપ્રચાર જ છે. હકીકત એ છે કે આપણા દેશમાં અતીપ્રાચીનકાળથી જ આત્મા–પરમાત્મા અને વર્ણાશ્રમધર્મનો ઈનકાર કરનારા અનેક ચાર્વાકો ઉપરાંત ઋષી–મુનીઓ, આચાર્યો, સાધુ–સન્તો અને ભૌતીકવાદીઓ કાયમ મોટા પ્રમાણમાં પેદા થતાં રહ્યાં છે.

ઋગ્વેદકાળના બૃહસ્પતી ભારતીય ભૌતીકવાદના પીતામહ ગણાય છે. સર્વ પ્રથમ તેમણે જ ‘પદાર્થ’ને જ પરમ તત્ત્વ તથા આખરી સત્ય તરીકે ઘોષીત કર્યો હતો. પ્રકૃતી ઉપર કોઈ અલૌકીક આત્મા–પરમાત્માની સત્તાનો તેમણે અસ્વીકાર કર્યો હતો. ભારતના ઈશ્વરવાદીઓએ એમની પત્ની અને શીષ્યો સહીત એમનો અને એમના સાહીત્યનો નાશ કર્યો હતો. અને કુપ્રચાર દ્વારા તેમને ભૌતીકવાદીમાંથી ભોગવાદી બનાવી દીધાં હતાં. બૃહસ્પતીના શીષ્ય ધીષણ પણ વૈદીક કર્મકાંડીઓને નકામા માણસોનો જમેલો માનતાં હતાં. એમના સીવાયના અન્ય એક વીચારક પરમેષ્ઠીન પણ પદાર્થ સીવાય કોઈ અલૌકીક તત્ત્વનું અસ્તીત્વ સ્વીકારતાં નહોતાં. એક અન્ય તત્કાલીન ભૌતીકવાદી વીચારક હતાં ભૃગુ. તેઓ કહેતા કે ‘પદાર્થ શાશ્વત છે. પદાર્થમાંથી જ જીવોની ઉત્પતી થાય છે અને તમામ જીવોનું અન્તે પદાર્થમાં જ વીલીનીકરણ થાય છે.’

ઉપનીષદકાળમાં બ્રાહ્મણોની શ્રેષ્ઠતા અને વૈદીક ક્રીયાકાંડો ઉપર કટુ પ્રહારો થયેલાં જોવા મળે છે. તે સમયે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તી માટે બ્રાહ્મણો

ક્ષત્રીયગુરુઓની શરણમાં પણ જતાં જોવા મળે છે. જેનું શ્રેષ્ઠ ઉદાહરણ છે ક્ષત્રીય રાજા જનકના શીષ્ય વ્યાસપુત્ર શુકદેવ.

મુડંક ઉપનીષદ કહે છે કે 'જે કોઈ આ કર્મકાંડોથી શુભફળની આશા રાખે છે તે મુર્ખ છે' શ્વસનવેદ ઉપનીષદમાં કહેવામાં આવ્યું છે કે, 'કોઈ ઈશ્વર નથી, કોઈ અવતાર નથી, કોઈ સ્વર્ગ નથી, નરક નથી, બધાં જ કર્મકાંડો અહંકારી પુરોહીતના કરતુત છે. પ્રકૃતી અને સમય બન્ને ક્રમશઃ ઉત્પન્નકર્તા અને સંહારક છે, મનુષ્યને સુખ–દુઃખ આપવામાં તે બન્ને મનુષ્યના પુણ્ય ઉપર કે પાપો ઉપર ધ્યાન દેતાં નથી. મીઠી–મીઠી વાતોથી બહેકાઈ જઈને લોકો દેવમન્દીરો અને પુરોહીતોને વળગી રહે છે.'

મુંડક ઉપનીષદે યજ્ઞો અને કર્મકાંડોને તુટેલી નાવ સાથે સરખાવ્યાં છે. જે તમામને એક સાથે ડુબાડે છે. છાંદોગ્ય ઉપનીષદમાં પુરોહીતોના જુલુસની સરખામણી કુતરાઓના ઝુંડ સાથે કરવામાં આવી છે. કોત્સ ઋષીએ વેદોને નીરર્થક તથા પારસ્પરીક વીરોધોનો ભારો–પોટલો બતાવ્યા છે.

લાગે છે કે આપણા દેશમાં જેમ જેમ આર્યોનું સામ્રાજ્ય વીકસતું ગયું તેમ તેમ તેમણે પોતાની વર્ણવાદી વૈદીક વીચારધારા પણ શામ–દામ–ભેદ–દંડ વડે પ્રસારી છે. તેમ છતાંયે ભારતીય વીચારકોએ પોતાની અસલ સીંધુઘાટીની માનવવાદી વીચારધારાને જીવન્ત રાખવા માટે પોતાના તેજોમય અને મરણીયા પ્રયત્નો કાયમ ચાલુ રાખ્યા છે. વૈદીકકાળમાં જેમ બૃહસ્પતી અને તેમના ચાર્વાક અનુયાયીઓએ કામ કત્યું હતું તે જ કામ ઉપનીષદકાળનાઅનેક ઋષી–મુનીઓએ પણ ચાલુ રાખ્યું જણાય છે. પરન્તુ આ ઉપનીષદોને જોતાં એવું લાગે છે કે તેની મુળ વીચારધારા વૈદીક વર્ણવ્યવસ્થા અને તદ્‌જન્યક્રીયાકાંડો અને માન્યતાઓની વીરોધી છે. તેથી ઉપનીષદોની વીચારધારા તેની સાથે સાથે આત્મા–પરમાત્માના અસ્તીત્વની પણ વીરોધી હોવી જ જોઈએ. પરન્તુ જેમ ચાર્વાકદર્શનનો નાશ કરી નાખવામાં આવ્યો છે, તેમ અનીશ્વરવાદી ઉપનીષદોનો પણ નાશ કરી નાખવામાં આવ્યો હોવો

જોઈએ અને જેનો નાશ શક્ય નથી બન્યો તે ઉપનીષદોમાં ભેળસેળ કરી તેને વીકૃત બનાવી તેમને ઈશ્વરવાદી યા બ્રહ્મવાદી બનાવી દેવામાં આવ્યા હોવા જોઈએ. ઉપનીષદકાળની આસપાસના કાળમાં જ રાજર્ષી જનક પછી આપણા દેશમાં એવા બે મહાન ક્ષત્રીય રાજપુતોનો ઉદ્‌ભવ થયેલો જોઈ શકાય છે, જેમણે વૈદીક વર્ણવ્યવસ્થા, તદ્‌જન્ય ક્રીયાકાંડો અને અન્ધવીશ્વાસનો લગભગ સમુળગો ધ્વંસ કરી અનીશ્વરવાદી એવા પંચશીલ અને પ્રજ્ઞાના પ્રેમ, મૈત્રી અને કરુણાના ધર્મની સ્થાપના કરી હતી. એ મહામુનીઓ હતા તથાગત મહાવીર અને બુદ્ધ, જેમણે ભારતના સીંધુઘાટીમાં વસનારાં આપણા પુર્વજોના ધર્મની પુનઃસ્થાપના કરી આર્યોના ધર્મને વીધ્વંસ કર્યો હતો.

જૈન અને બૌદ્ધ ગ્રન્થોમાં એવા 62 નાસ્તીક, ભૌતીકવાદી, વેદનીન્દક આચાર્યોના નામ ગણાવવામાં આવ્યા છે, જેઓ બુદ્ધ અને મહાવીરના સમકાલીન અને એમની આસપાસના સમયમાં અસ્તીત્વ ધરાવતા હતાં. જેમાના એક હતા અજીત કેશકમ્બલ. એમનું કહેવાનું હતું કે ‘મનુષ્ય ચાર તત્ત્વોનું મીશ્રણ છે અને આત્મા શરીરથી ભીન્ન એવી કોઈ સત્તા નથી, મૃત્યુ પછી કોઈ જીવન નથી, ચારેય તત્ત્વ મૃત્યુ પછી વીલીન થઈ જાય છે.’ ‘સુત્ર કુતાંગ’માં અજીત કેશકમ્બલ કહે છે કે ‘જે લોકો દાવો કરે છે કે આત્મા શરીરથી અલગ છે, તેઓ એ બતાવી શકતાં નથી કે આત્મા કેટલો લાંબો અને પાતળો છે, ગોળાકાર છે કે કોણયુક્ત છે, ત્રીકોણ છે કે ચોરસ, કાળો છે કે પીળો, મીઠો છે કે કડવો, સખત છે કે મુલાયમ, ઠંડો છે કે ગરમ, સીધો છે કે વાંકો.’

બીજા એક સમકાલીન વીચારક મકખલી ગોસાલ હતાં. તેઓ આજીવક સમ્પ્રદાયના સંસ્થાપક હતા. તેમણે કહ્યું છે કે ‘બધાં પ્રાણીઓ અને વનસ્પતી આદી પોતાના સ્વભાવને કારણે વીવીધ રુપોમાં પ્રગટ છે. અર્થાત્ એનો કર્તા યા સંચાલક કોઈ આત્મા–પરમાત્મા નથી. આ સીવાય પુર્ણ કશ્યપ, પ્રબુદ્ધ કાત્યાયન, નીગંઠ નથપુત (મહાવીર સ્વામી) સંજય બેલીથ પુત અને પાયાસી જેવા અનેક ભૌતીકવાદી વીચારકોનો ઉલ્લેખ મળે છે. દીર્ઘ નીકાય નામના બૌદ્ધગ્રન્થમાં પાયાસી કહે છે કે

'ધર્માત્માઓ કે જેમણે મૃત્યુ પછી સ્વર્ગ મળવાનું નીશ્ચીત છે, તેઓ પણ મરવા ઈચ્છતા નથી. તેમણે મૃત્યુ પામી રહેલા મનુષ્યના શરીરમાંથી આત્માને બહાર નીકળતો જોયો હોતો નથી. છતાં તેઓ પુનર્જન્મની વાત કરે છે તે હાસ્યાસ્પદ છે. સારા–ખરાબ કાર્યોનું ફળ કોઈ પરલોકમાં મળતું નથી.'

રામાયણમાં પણ લોકાયત બ્રાહ્મણોનો ઉલ્લેખ છે. ભરત રામને ચીત્રકુટ પર મળવા જાય છે, ત્યારે રામ ભરતને પુછે છે કે, 'તું લોકાયત બ્રાહ્મણનું તો નથી સાંભળતો ને ?' ઉપરાંત રામ અને નાસ્તીક જાબાલીનો સંવાદ પણ વાલ્મીકી રામાયણમાં છે. તે દર્શાવે છે કે રામાયણ કાળમાં પણ ભૌતીકવાદી વીચારધારાના પ્રવર્તકો આપણા દેશમાં હતાં.

મહાભારતમાં પણ ભારદ્વાજ નામના ઋષી અને હેતુક સમ્પ્રદાયનો તથા એકબીજા યદચ્છાવાદ નામના સમ્પ્રદાયનો પણ ઉલ્લેખ છે, જેઓ આત્મા–પરમાત્મામાં વીશ્વાસ કરતા નહોતાં; પરન્તુ તેઓ સ્વભાવવાદ અને આકસ્મીક સંયોગને મહત્વ આપતા હતા.

સમ્ભવતઃ નારાયણ અવૈદીક દેવતા હતા. પુરાણોની કથા મનાય છે કે 'નર' અને 'નારાયણ' નામના બે પ્રાચીન ઋષીઓએ ધાર્મીક ક્ષેત્રે વૈદીક કર્મકાંડ વીરોધી 'એકાન્તીક' સમ્પ્રદાયની સ્થાપના કરી હતી. પાછળથી વાસુદેવ કૃષ્ણની જેમ એમની દેવતા તરીકે ઉપાસના શરુ થઈ હતી. વેદોત્તરકાળમાં આ નારાયણી એકાંતીક સમ્પ્રદાય પોતાનું અલગ અસ્તીત્વ ધરાવતો હતો. ત્યારબાદ આ નારાયણી સમ્પ્રદાય વાસુદેવ સમ્પ્રદાયમાં ભળી ગયો.

વાસુદેવ પોતે એક ઉત્તમ ચારીત્ર્યવાન, ગુણવાન ઉપદેશક આચાર્ય હતા. તેઓ વૈદીક કર્મકાંડો અને પશુહીંસાના વીરોધી હતા. પુર્ણજ્ઞાની વાસુદેવને બુદ્ધ અને મહાવીરની સમકક્ષ મુકી શકાય એમ હતું. આ વાસુદેવ મથુરાના યાદવ નેતા વસુદેવના પુત્ર હતા, તેથી વાસુદેવ કહેવાતા હતા. કૃષ્ણ એ એમનું કૃષ્ણાયન ગોત્ર

પરથી પડેલું નામ હોઈ શકે. કૃષ્ણ સુરસેન દેશના યાદવોના અન્ધક–વૃષ્ણી (સાત્વત) સંઘના નેતા, રાજનેતા અને ધર્મોપદેશક હતાં. છાંદોગ્ય ઉપનીષદમાં ઉલ્લેખીત ઘોર આંગીરસ પાસેથી તેમણે પંચશીલ અને પ્રજ્ઞાનો ઉપદેશ ગ્રહણ કર્યો હતો. સંકર્ષણ (બલરામ), પ્રદ્યુમ્ન, અનીરુદ્ધ આદી ધર્મપ્રચારમાં કૃષ્ણના સાથીદારો હતાં. કૃષ્ણનો આ ધર્મ 'પરમ ભાગવત્' ધર્મ તરીકે ગુપ્ત કાળમાં ઓળખાતો હતો. ગુપ્ત સમ્રાટો પરમ ભાગવત તરીકે ઓળખાતાં હતા. પાછળથી વર્ણવાદીઓએ કૃષ્ણના આ ભાગવતધર્મનું વૈષ્ણવધર્મમાં પરીવર્તન કરી નાખ્યું હતું. આ અરસામાં (ઈ.સ. પુ. 4થી 3જી સદી)માં કોઈક ભક્ત આચાર્યે કૃષ્ણના મુળ ઉપદેશને અદ્યતન 'ભગવદ્ગીતા' રુપાંતર કર્યું હશે. વાસ્તવમાં જ્યારે બુદ્ધ અને મહાવીર પુર્વભારતમાં વૈદીકધર્મ વીરોધી વીચારધારાનો પ્રચાર કરતા હતા; ત્યારે અથવા તેમનાથી થોડા સમય પહેલા કૃષ્ણ પશ્ચીમ ભારતમાં વર્ણાશ્રમધર્મ વીરોધી વીચારધારાનો પ્રચાર કરતાં હતાં. આમ ઈ.સ. પુ. છઠ્ઠી સદીથી ઈ.સ. પુ. બીજી સદી સુધી બુદ્ધ અને મહાવીર તથા કૃષ્ણ ઉપરાંત અનેક આચાર્યો દ્વારા વૈદીકધર્મ વીરોધી એવા પ્રાચીન ભારતીય સીંધુ સંસ્કૃતીના પંચશીલ અને પ્રજ્ઞાના ધર્મની સમગ્ર ભારતમાં આણ પ્રવર્તી હતી.

સમ્રાટ અશોકના પૌત્ર બૌદ્ધ રાજા બૃહદ્રથની દગાથી હત્યા કરી શૃંગ વંશનો સેનાપતી પુષ્યમીત્ર મગધની ગાદી પર શાસક બન્યા પછી તેણે બૌદ્ધ ધર્મ, બૌદ્ધ સ્મારકો, બૌદ્ધો અને બૌદ્ધ સાધુઓનો સંહાર શરુ કર્યો. અને વર્ણાશ્રમ ધર્મની પુનઃ સ્થાપના કરી અને અનેક અશ્વમેધ યજ્ઞો કર્યા. ત્યારબાદ મગધની ગાદી પર આવેલા કણ્વ અને સાતવાહન વંશો પણ શૃંગ વંશની જેમ જ આર્યબ્રાહ્મણ વંશો હતા. તેમણે બૌદ્ધધર્મનો ધ્વંસ કરવામાં મહત્વનો ફાળો આપ્યો, તેથી બૌદ્ધ સાધુઓએ પોતાનો જીવ અને બૌદ્ધધર્મને બચાવવા માટે જુદી રણનીતી અપનાવી. તેમણે બૌદ્ધસાધુઓનું બાહ્ય કલેવર બદલી નાંખ્યું. આંતરીક મુળભુત સીદ્ધાંતો એના એ જ રાખ્યાં. ત્યારબાદ બૌદ્ધધર્મ સીદ્ધપંથ તરીકે ઓળખાવા લાગ્યો. આ સીદ્ધપંથમાં 84 સીદ્ધો થયાં. જેમણે બૌદ્ધધર્મને ભારતમાં જીવન્ત રાખ્યો. સીદ્ધપંથમાં નાથપંથ પ્રગટ્યો. તમાં નવનાથ થયાં. એમણે બૌદ્ધધર્મને મધ્યયુગ સુધી જીવન્ત રાખ્યો. મધ્યયુગમાં બૌદ્ધધર્મનું ભક્તીમાર્ગમાં રુપાન્તર થયું. જેમાં કબીર, રૈદાસ(રોહીદાસ), નાનક,

તુકારામ, જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, દાદુ, ચેતન્ય, ચોખામેળા, માઁ લલ્લા, સર્વજ્ઞ, બસવેશ્વર, બાબા રામદેવ, નરસીંહ મહેતા, અખો જેવાં હજારો સાધુ–સન્તો ભારતના એકે–એક ખુણામાં અને પ્રદેશોમાં પ્રગટ થયાં. જેમણે વર્ણવ્યવસ્થા, જાતીવાદ, ઉંચનીચનો ભેદ, અસ્પૃશ્યતા, મુર્તીપુજા, તીર્થયાત્રાઓ, જ્યોતીષ, યજ્ઞાદી ક્રીયાકાંડો, મરણોત્તર ક્રીયાકાંડો, શ્રદ્ધા, વ્રત–ઉપવાસાદી તપશ્ચર્યાઓ, કુરીવાજો અને કુરુઢીઓનો ભયાનક વીરોધ કર્યો અને લોકોને માત્ર સદાચાર, સત્કાર્ય અને જ્ઞાનનો ઉપદેશ આપ્યો. અલબત્ત આ ભક્તીમાર્ગી સન્તોએ ઈશ્વરના નામ સ્મરણનો સ્વીકાર કર્યો હતો; પરન્તુ કદાચ તે તેમની એક રણનીતી જ હતી. ઈશ્વર એક જ હોય તો બધાં જ માણસો એક જ ઈશ્વરના સન્તાન હોઈ હીન્દુ, મુસલમાન, બ્રાહ્મણ, શુદ્ર આદી ભેદ શા માટે ? એ સમજાવવા માટે જ તેમણે એક જ ઈશ્વરનો સ્વીકાર કર્યો હતો. તેમણે અલૌકીક ઈશ્વર નહોતો માન્યો; પરન્તુ પોતાના અન્તર મનને જ ઈશ્વર માન્યો હતો. તેમણે લગભગ એક અવાજે કહ્યું હતું કે ‘મન હી દેવતા, મન હી ઈશ્વર, મન હી પુજા, મન હી ધુપ’ મનને શુદ્ધ કરો. નીર્મળ મન તો નીર્ભય મનુષ્ય, એ તેમના ઉપદેશનો મુખ્ય સુર હતો.

આપણા દેશના મહાન ઈતીહાસકારોએ પણ એવી નોંધ ભારપુર્વક લીધી છે કે ઈતીહાસના પ્રારમ્ભકાળથી આજપર્યન્ત ભારતમાં એનક પ્રકારની વીદેશી પ્રજાઓનું આગમન અને આક્રમણ થતું રહ્યું હોવાં છતાં ભારતની પ્રજાએ તમામ પ્રજાઓ સાથે સમન્વયકારી ભુમીકા ભજવી છે, તેમ જ હજારો વર્ષોના ઘણાં બધાં સંઘર્ષો, ઉથલપાથલો, તડકા–છાંયાઓ, પરીવર્તનો, સત્તાપલટાઓ અને આક્રમણો વચ્ચે પણ ભારતની પ્રજાએ પોતાની અસલ સીંધુઘાટીની સંસ્કૃતીના ઉદાત્ત મુલ્યો જાળવી રાખ્યાં છે. તેણે પરીવર્તનો અને સંઘર્ષો વચ્ચે પણ પોતાની સહીષ્ણુતાની પરમ્પરા, સમન્વયની ભાવના, વ્યાપક દૃષ્ટી, દાર્શનીક અભીગમ અને વ્યક્તી પ્રત્યેની સદ્ભાવના જાળવી રાખી છે, સુફી–સન્તો, પ્રચારકોને પણ ધાર્મીક નેતાઓ તરીકે આવકાર્યા છે, ભારતની પ્રજાએ પોતાની સીંધુ સંસ્કૃતીના આ ઉદાત્ત માનવવાદી મુલ્યો કાયમ જાળવી રાખ્યાં છે, તેનું કારણ એ છે કે અતીપ્રાચીન કાળથી આજપર્યન્ત ભારતભુમીના આ મહાન ભારતીય મુલ્યોનો પ્રચાર કરી તેનું વારંવાર

નવસંસ્કરણ અને સંવર્ધન કરી સંરક્ષણ કરનારા બૃહસ્પતી અને ચાર્વાક જેવાં આચાર્યો, કપીલ અને કણાદ જેવાં સીદ્ધો, બુદ્ધ અને મહાવીર જેવાં શ્રમણો, કબીર અને નાનક જેવાં સાધુ–સન્તો, રાજા રામમોહનરાય, જ્યોતીબા ફુલે, દયાનન્દ સરસ્વતી જેવાં સમાજસુધારકો, ગાંધીજી અને ડૉ. આંબેડકર જેવા વીચક્ષણ રાજનીતીજ્ઞો કાયમ આ ભુમીમાં પાકતા રહ્યાં છે. સામ્પ્રત સમયમાં પણ પ્રા. રમણ પાઠક 'વાચસ્પતી', ડૉ. બી. એ. પરીખ, પ્રા. બાબુભાઈ દેસાઈ, પ્રી. અશ્વીન કારીઆ, પ્રા. જયન્તી પટેલ, પ્રા. બીપીન શ્રોફ, ડૉ. જયરામ દેસાઈ અને શ્રીમદ્ સ્વામી સદાનન્દજી મહારાજ જેવા આધુનીક ચાર્વાક જેવાં સેંકડો રૅશનાલીસ્ટો આ કાર્ય કરી રહ્યાં છે. (જેમના નામ અહીં સ્થળ સંકોચવશ જણાવી શકતો નથી તેઓ મને માફ કરે.) જેનાં મુળમાં વળી એ બાબત પણ રહેલી છે કે મુળ ભારતીય સંસ્કૃતી વીજ્ઞાનવાદી–પ્રકૃતીના નીયમો ઉપર આધાર રાખનારી છે. આજથી અઢી હજાર વર્ષ પુર્વે બુદ્ધે ધર્મને કાર્ય–કારણ નીયમના સીદ્ધાન્ત પર મુક્યો હતો તથા કર્મકાંડો દ્વારા સુખ–શાન્તીની પ્રાપ્તીના ખ્યાલનો ઈનકાર કર્યો હતો. આજથી 3000 વર્ષ પુર્વે મુની કપીલે ઈશ્વરની કલ્પનાનો ઈનકાર કરી, જગતને અણુ–પરમાણુના સંયોજનનું કારણ બતાવ્યું હતું.

વ્હીન્સેન્ટ એ. સ્મીથે લખેલા 'ધી જૈન ટીચર્સ ઑફ અકબર'માં 'આઈન–એ–અકબરી'ને આધારે ચાર્વાકો વીશે અત્યન્ત મહત્વની માહીતી લખી છે. ઈ.સ. 1578માં સપ્ટેમ્બર–ઑક્ટોબરમાં અકબરે પોતાના ઈબાદતખાનામાં જુદા જુદા ધર્મ પ્રતીનીધીઓનું એક ચર્ચાસત્ર ગોઠવ્યું હતું. જેમાં ચાર્વાકોએ ભાગ લીધો હતો. ચાર્વાકો સારા કૃત્યો, ન્યાય, પ્રશાસન અને કલ્યાણકારી શાસનનો આગ્રહ રાખતાં હતાં, એવું 'આઈન–એ–અકબરી'માં અબુલ ફઝલે નોંધ્યું છે.

**13**

# લોકશાહી : પ્રાચીન ભારતીય શાસન પ્રણાલી

અનુક્રમણીકા

આપણા સામ્પ્રત સમયના રાજકારણ અને સમાજજીવનના ક્ષેત્રમાં બંધારણીય કાયદા–કાનુનના ભંગ અને નીષ્ફળતાની કોઈક અઘટીત ઘટના બને છે ત્યારે કેટલાક લોકો તરત જ બોલી ઉઠે છે કે આવું બધું લોકશાહીને કારણે બની રહ્યું છે. ભારતમાં લોકશાહી ચાલે જ નહીં, કારણ કે ભારતની એ શાસન પદ્ધતી નથી. ભારતમાં તો રાજાશાહી જ ચાલે, કારણ કે રાજાશાહી (કેટલાકને મન તો લાખો) વર્ષ પુરાણી છે. અર્થાત્ ભારતમાં રાજાશાહી જ હોવી જોઈએ વગેરે વગેરે.

આજના જ્ઞાન–વીજ્ઞાનના જમાનામાં પણ આપણા લોકોને ખબર નથી કે આજથી ત્રણથી સાડાત્રણ હજાર વર્ષ પહેલાં આપણા દેશમાં સર્વત્ર લોકશાહી શાસન પ્રવર્તતું હતું જે સીંધુઘાટીની મોહેં–જો–દડો અને હડપ્પા જેવાં અનેક નગરોમાં વસતી સુસભ્ય લોકોની સંસ્કૃતીની પરમ્પરાનું વીકસીત શાસન હતું. આજથી અઢી હજાર વર્ષ પહેલા ઈ.સ. પુર્વે. છઠ્ઠી સદીમાં ગૌતમ બુદ્ધનો જન્મ થયો ત્યારે દેશમાં 16 રાજાશાહી અને 9 લોકશાહી રાજ્યો હતાં. જે દર્શાવે છે કે આર્યોએ 16 રાજ્યોને ત્યાં સુધીમાં હરાવીને ત્યાં પોતાની રાજાશાહી સ્થાપવામાં સફળતા મેળવી લીધી હતી. બુદ્ધના પીતા રાજા શુદ્ધોદન કપીલવસ્તુ નગરીના ચુંટાયેલા રાજા હતા. શુદ્ધોદન શાક્ય વંશના હોવાથી તેમનું રાજ્ય શાક્યગણ કહેવાતું હતું. બુદ્ધના જીવનમાં ઘટેલી એક ઘટના દર્શાવે છે કે તે સમયે કેવી સુવ્યવસ્થીત લોકશાહી ભારતના પ્રવર્તમાન હતી. જે આ પ્રમાણે છે.

શાક્યોનો જે સંઘ હતો તેના નીશ્ચીત નીયમો હતાં. સીદ્ધાર્થ ગૌતમ વીસ વર્ષના વયસ્ક થયા ત્યારે તેમને સંઘમાં પ્રવેશ આપવા માટે કપીલવસ્તુના સંથાગાર (સભાગૃહ)માં સંઘની બેઠક બોલાવવામાં આવી જેમાં નીયમાનુસાર સંઘમાં પ્રવેશનો

પ્રસ્તાવ ત્રણ વખત સેનાપતીએ મુક્યો. ત્રણેય વખત કોઈએ વીરોધ ન કર્યો. ત્યારે સીદ્ધાર્થ ગૌતમને સંઘના સદસ્યના કર્તવ્યો બતાવવામાં આવ્યા. જેમાં, (1) કોઈ પણ બેઠકમાં અનુપસ્થીત નહીં રહેવાય. (2) જો શાક્યોના આચરણમાં તમને કોઈ દોષ દેખાય તો ભય અને પક્ષપાત વીના રજુ કરવો. (3) જો તમારા પર કોઈ દોષારોપણ થાય તો ક્રોધ કર્યા વીના દોષી હોય તો તેનો સ્વીકાર કરવો અને નીર્દોષ હોવ તો નીર્દોષતા પુરવાર કરી બતાવવી.

સીદ્ધાર્થ ગૌતમને સંઘના સભ્યપદથી વંચીત કરવાના નીયમો પણ બતાવ્યા જેમાં, (1) જો તમે બળાત્કાર કરશો (2) હત્યા કરશો (3) ચોરી કરશો, અને (4) જુઠી સાક્ષી આપશો તો સંઘના સદસ્ય રહી શકશો નહીં. ભારતીય સમાજનું 2500 વર્ષ પહેલાંનું આ ઐતીહાસીક ચીત્ર છે, જે આર્યોની વર્ણવ્યવસ્થાવાદી રાજાશાહીથી તદ્દન વીપરીત છે. સમાનતા અને સદાચાર એ મુળ ભારતીય જીવનનો આધારસ્તમ્ભ હતાં. જ્યારે આર્યોનો જીવનમન્ત્ર, જુઠ, લુંટ અને ભોગનો હતો. (ભારતમાં આજે સૌ ભારતીય છે, કોઈ આર્ય નથી એ સત્ય અહીં ખાસ યાદ રાખવું આવશ્યક છે.)

સીદ્ધાર્થ ગૌતમના સંઘપ્રવેશને આઠેક વર્ષ થયાં ત્યારે એક એવી ઘટના ઘટી કે સીદ્ધાર્થે ઘર – પરીવાર છોડીને પરીવ્રાજક બનવું પડ્યું, જે ઘટના આ પ્રમાણે છે. શાક્યગણ અને કોલીયગણ વચ્ચે રોહીણી નદી વહેતી હતી. જેનાથી બન્ને ગણરાજ્યોની ખેતીની સીંચાઈ થતી હતી. દરેક મોસમમાં રોહીણી નદીમાંથી પ્રથમ પાણી કોણ લેશે એ બાબતમાં વાદ–વીવાદ થતો રહેતો હતો. તે વર્ષે આ બાબતમાં બેય ગણોના સેવકો વચ્ચે ઝઘડો થયો અને હાથાપાઈ પણ થઈ. તેથી શાક્યો અને કોલીયોએ યુદ્ધ દ્વારા આ ઝઘડાનો કાયમી નીકાલ કરવાનો વીચાર કર્યો. એ માટે સેનાપતીએ શાક્યસંઘની સભા બોલાવી. તેમાં યુદ્ધનો પ્રસ્તાવ ત્રણ વાર મુકવામાં આવ્યો માત્ર સીદ્ધાર્થે જ યુદ્ધનો વીરોધ કર્યો. વીરોધના કારણો દર્શાવતા સીદ્ધાર્થે કહ્યું કે ‘યુદ્ધ કોઈ પણ સમસ્યાનું સમાધાન નથી. યુદ્ધથી આપણો હેતુ સરવાને બદલે તે ભવીષ્યના બીજા યુદ્ધનું બીજ બનશે. લડાઈ–ઝઘડામાં આપણા માણસો પણ દોષીત

છે જ, તેથી હું પ્રસ્તાવ મુકું છું કે બન્ને પક્ષના બબ્બે માણસોનું પંચ નીમી એ પંચ જે ન્યાય કરે તે મુજબ આપણે સમસ્યાનું સમાધાન કરીએ.'

સીદ્ધાર્થ ગૌતમના પ્રસ્તાવને સમર્થન પણ મળ્યું; પરન્તુ સર્વસમ્મતી પ્રાપ્ત ન થવાથી ચુંટણી થઈ. જેમાં બહુમતીથી સીદ્ધાર્થના પ્રસ્તાવનો અસ્વીકાર થયો. પરીણામે યુદ્ધ કરવાનો નીર્ણય થયો. છતાંય સીદ્ધાર્થે યુદ્ધના નીર્ણયનો વીરોધ ચાલુ રાખ્યો. તેથી ગણના નીયમ પ્રમાણે સીદ્ધાર્થને સજા ફરમાવવામાં આવી. જેમાં સીદ્ધાર્થ સામે ત્રણ વીકલ્પો હતાં. (1) યુદ્ધમાં ભાગ લેવો (2) દેશનનિકાલ યા મૃત્યુદંડ, અને (3) સહકુટુમ્બ સામાજીક બહીષ્કાર, એ ત્રણમાંથી સીદ્ધાર્થે દેશનીકાલનો વીકલ્પ સ્વીકારી કુટુમ્બનો ત્યાગ કરી સાધુ બની જવાનો સંકલ્પ કર્યો. છતાંય જતાં પુર્વે સીદ્ધાર્થે પુનઃ કહ્યું કે શાક્ય અને કોલીય બન્ને પરસ્પર સમ્બન્ધી છે, તેથી યુદ્ધ કોઈના હીતમાં નથી. ઉપરાંત ગણરાજ્યોની આપસી લડાઈથી તેઓ નબળાં પડે છે, તેથી નૃપતન્ત્રો (રાજાશાહી)ને ફાયદો થાય છે, તેથી યુદ્ધ વીષે હજીયે પુનઃ વીચારણા કરવાની આવશ્યક્તા છે.

આ ઘટનાથી મુખ્ય ત્રણ બાબતો ઉજાગર થાય છે. (1) અઢી હજાર વર્ષ પુર્વે આપણા દેશમાં કેવી ભવ્ય શીલ અને સદાચાર પર આધારીત સુચારુ લોકશાહી પ્રવર્તમાન હતી. (2) સીદ્ધાર્થ ગૌતમ યુદ્ધના સખત વીરોધી હતા. કોઈ પણ સમસ્યાનું સમાધાન શાંતીમન્ત્રણા દ્વારા સાધવાના તેઓ પ્રખર હીમાયતી હતા, અને (3) સીદ્ધાર્થનો ગૃહત્યાગનો જે ઈતીહાસ આપણા શાળા–કૉલેજના પાઠ્યપુસ્તકો દ્વારા ભણાવવામાં આવે છે તે કાલ્પનીક અને બનાવટી છે; કારણ કે 29 વર્ષની વય સુધી અને એક બાળકના પીતા બનવા સુધી સીદ્ધાર્થ રાજમહેલમાંથી કદી બહાર જ ન નીકળે અને તેમણે મૃત, રોગી, વૃદ્ધ અને સંયાસી વ્યક્તી કદી જોયા જ ન હોય કે એ વીષે કંઈ જ્ઞાન જ ન હોય એવું કદીયે બનવાજોગ નથી.

ઈ.સ. પુર્વે પાલી ભાષામાં લખાયેલી બુદ્ધની જાતકકથાઓમાં એવો ઉલ્લેખ છે કે સીદ્ધાર્થ તક્ષશીલા વીદ્યાપીઠમાં ભણ્યા હતા, એટલું જ નહીં તેમાં અધ્યાપનકાર્ય

પણ કર્યું હતું. જાતકકથાઓમાં એવાં પણ ઉલ્લેખો છે કે સીદ્ધાર્થ પોતાના પીતાની સાથે ખેતીકામ માટે પોતાના ખેતરોમાં પણ જતા હતા અને ખેતમજુરોની ગરીબી અને શોષણ વીશે પોતાના પીતા સાથે ચર્ચાઓ પણ કરતા હતા. બુદ્ધના ગૃહત્યાગની ઉપરોક્ત ઘટના પણ બુદ્ધની જાતકકથાઓમાંથી જ સંશોધન કરીને ડૉ. બાબાસાહેબ આંબેડકરે પોતાના વીશાળ અને અન્તીમ ગ્રન્થ 'બુદ્ધ ઍન્ડ હીઝ ધમ્મ'માં લખેલી છે.

બુદ્ધના ગૃહત્યાગની ઘટનાને ઈતીહાસકારોએ 'મહાભીનીષ્ક્રમણ'ની ઘટના કહી છે; કારણ કે આ ઘટના પછી બુદ્ધે ભારતીય સમાજમાંથી વર્ણવ્યવસ્થા નાબુદીનું મહાઅભીયાન છેડ્યું છે અને તેમાં તેમણે અસાધારણ સફળતા પણ મેળવી છે. બુદ્ધનું આ મહાઅભીયાન વાસ્તવમાં આર્યોની સંસ્કૃતી યાને વર્ણધર્મની અસમાનતા, પુરોહીતોની સર્વોપરીતા અને એકાધીકાર, પશુબલીવાળાં યજ્ઞો, સુરાપાન અને દુરાચાર સામે ખુલ્લો બળવો હતો. બુદ્ધના આ વીદ્રોહનો હેતુ આર્યસંસ્કૃતી હટાવી તેની જગ્યાએ ભારતની મુળ સંસ્કૃતી જે શીલ, સદાચાર અને પ્રજ્ઞા ઉપર આધારીત એવી વીજ્ઞાનવાદી અને માનવવાદી સંસ્કૃતીની સ્થાપનાનો હતો, જે વેદકાલીન બૃહસ્પતી (ચાર્વાક) અને તેની આગળ–પાછળના અનેક આચાર્યો દ્વારા ભારતમાં સદાય પ્રવર્તમાન હતી તે જ સંસ્કૃતીનું પુનઃસ્થાપન કરવાનું બુદ્ધનું મહાન ધ્યેય હતું.

ચીની યાત્રી હ્યુ–એન–ત્સાંગે પોતાની નોંધપોથીમાં લખ્યું છે કે 'બુદ્ધ પ્રથમ ચાર્વાકના વીચારોથી પ્રભાવીત થયા હતા અને તેમના જ વીચારોને પોતાનો અલગ દષ્ટીકોણથી લોકો સમક્ષ મુક્યાં. ત્યારબાદ બૌદ્ધભીક્ષુકોએ આ જ્ઞાનને તીબેટ અને ચીનમાં ફેલાવ્યું.' પ્રખ્યાત ચીની યાત્રીની આ નોંધ ઐતીહાસીક હોવાથી વીચારણીય છે. જાણીતા પશ્ચીમી વીદ્વાન અને ઈતીહાસકાર મેક્સમુલરે પણ નોંધ્યું છે કે બુદ્ધનું એક નામ 'ચાર્વાક' પણ હતું. હ્યુ–ઐન–ત્સાંગ અને મેક્સમુલર એ બન્નેની આ નોંધ દર્શાવે છે કે બુદ્ધ અને ચાર્વાક વચ્ચે વીચારધારાનો સમ્બન્ધ અવશ્ય છે. હકીકતો પણ એની સાક્ષી પુરે છે. બુદ્ધ અને ચાર્વાક વચ્ચે વીચારધારામાં અદ્‌ભુત સામ્ય પણ છે. બન્નેએ વેદપ્રામાણ્ય, આત્મા–પરમાત્મા, વર્ણવ્યવસ્થા, યજ્ઞાદી ક્રીયાકાંડો, સ્વર્ગ–

નરક, પરલોક, મરણોત્તર ક્રીયાકાંડો, ચમત્કારો અને અન્ધશ્રદ્ધાઓના કટ્ટર વીરોધીઓ પણ છે.

બુદ્ધે ચાર્વાકના વીચારોને પોતાના અલગ દૃષ્ટીકોણથી સમાજ સમક્ષ મુક્યાં એવું હ્યુ–એન–ત્સાંગનું કથન પણ સાચું લાગે છે; કારણ કે ચાર્વાકની વીચારધારામાં પંચશીલ અને પ્રજ્ઞા તથા કાર્યકારણ નીયમનો સીધો ઉલ્લેખ નથી. જ્યારે બુદ્ધે પોતાના ઉપદેશમાં પંચશીલ અને પ્રજ્ઞા તથા કાર્યકારણના નીયમને મુખ્ય સ્થાને મુક્યા છે. આમ બુદ્ધનો પંચશીલ અને પ્રજ્ઞાનો ઉપદેશ એ ચાર્વાકદર્શનનું વીશેષ સંશોધીત સ્વરુપ કહી શકાય.

બુદ્ધ અને ચાર્વાક વચ્ચે સમ્બન્ધ હોવાનું ત્રીજું અગત્યનું કારણ એ છે કે જેમ ચાર્વાક અને તેના દર્શનને નષ્ટ કરી નાખવામાં આવ્યું છે, તેમ જ સીંધુઘાટીની સંસ્કૃતીનો નાશ કરી તેને જમીનમાં દાટી દેવામાં આવી છે તેમ બૌદ્ધધર્મને પણ ભારતમાં સમ્પુર્ણ નષ્ટ કરી તેને પરદેશમાં ભાગી જવાની ફરજ પાડવામાં આવી તેમ જ અનેક બૌદ્ધમન્દીરોને નષ્ટ કરી તેના પર વર્ણવ્યવસ્થાધર્મના દેવોના મન્દીરો બનાવી દેવામાં આવ્યાં છે. બુદ્ધની અસલીયત છુપાવવા માટે બુદ્ધને વીષ્ણુના નવમાં અવતારનું સ્થાન આપવામાં આવ્યું છે. વીષ્ણુનો એક અવતાર કૃષ્ણ વર્ણવ્યવસ્થાનો સ્થાપક હોય અને ત્યાર પછીનો અવતાર વર્ણવ્યવસ્થાનો વીધ્વંસક હોય એ કેવી રીતે બની શકે ? કહેવાય છે ને કે અસત્યને હાથ–પગ (યાને કોઈ આધારો) હોતાં નથી.

સ્વામી સદાનન્દજીનું સંશોધન આ વીષયમાં અનોખું અને વીસ્મયકારક છે. જે વાંચીને આપણને આનન્દના એક આંચકાનો આહ્લાદક અનુભવ થાય છે. તેઓ લખે છે કે બૃહસ્પતી (ચાર્વાક)ની લોકાયત પરમ્પરામાં બુદ્ધ 12માં આચાર્ય છે, જે લોકાયતોનો ક્રમ આ પ્રમાણે છે. (1) બૃહસ્પતી (2) ચાર્વાક (3) અજીત કેશકમ્બલી (4) મક્ખલી ગોસાલ (5) પાયાસી (6) કાશ્યપ (7) સંજય (8) ચાર્વાક બીજો (9) રાવણ (10) બૃહસ્પતી બીજો (11) ચાર્વાક ત્રીજો (12) બુદ્ધ.

લોકાયતવાદના અનુયાયીઓ ચાર્વાક કહેવાતા હતા, તેથી બુદ્ધ 12મા ચાર્વાક હતા. બુદ્ધ પહેલાના બધાં આચાર્યો બ્રાહ્મણ હતાં.

ઈ.સ. પુર્વે લખાયેલી બુદ્ધની જાતકકથાઓમાં એવો ઉલ્લેખ મળે છે કે, બુદ્ધ કાયમ કહેતા કે, 'હું પ્રથમ નથી તેમ જ અન્તીમ પણ નથી, મારા પહેલાં મારા જેવા અનેક બુદ્ધ થઈ ગયાં છે, અને મારા પછી પણ અનેક બુદ્ધો થશે.'

બુદ્ધ પરમ્પરાના બુદ્ધોને તથાગત કહેવામાં આવે છે. તથાગતનો અર્થ થાય છે 'અગાઉના બુદ્ધ જે રસ્તે ગયા છે, તે રસ્તે જનારા અન્ય બુદ્ધ.' ગૌતમ બુદ્ધ 25મા તથાગત હતા; પરન્તુ લોકાયત પરમ્પરા બુદ્ધને 12મા ચાર્વાક ગણે છે, તેથી બૃહસ્પતી પહેલાને આપણે 14મા બુદ્ધ યા તથાગત કહી શકીએ. અર્થાત્ વેદકાલીન બૃહસ્પતી (ચાર્વાક) પહેલાં આપણા દેશમાં એમના જેવાં 13 ચાર્વાક યા તથાગત થઈ ગયાં છે એમ કહી શકાય. વેદકાળ પહેલાંની આ 13 તથાગતોની શ્રેણી આપણને છેક 5000 વર્ષ પુરાણી આપણી સીંધુઘાટીની સંસ્કૃતીમાં પહોંચાડે છે જે દર્શાવે છે કે આ લોકાયતવાદ આપણા દેશમાં સીંધુઘાટીથી ચાલ્યો આવે છે. આ પુસ્તકમાં આ અગાઉ એવો ઉલ્લેખ આવી જ ગયો છે કે બૃહસ્પતીએ લોકાયતવાદના વીચારો અસુરો પાસેથી યાને સીંધુઘાટીમાં વસનારાં આપણા પુર્વજો એવા મુળનીવાસી ભારતીય પાસેથી લીધાં હતાં. સ્પષ્ટ છે કે લકાયતદર્શન યા ચાર્વાકદર્શનની વીચારધારા મુળમાં પ્રાચીન ભારતીય સીંધુઘાટીની સંસ્કૃતીના લોક–ધર્મની વીચારધારા છે. અલબત્ત અહીં જે ચાર્વાક અને તથાગતની શ્રેણીની ગણતરી રજુ થઈ છે તે એકદમ ચોક્કસ સમ્પુર્ણ અને અફર છે એવું હરગીઝ કહી શકાય નહીં; કારણ કે બન્ને પરમ્પરાવાળા પોતપોતાની મરજી મુજબ પોતાના પુર્વજ બુદ્ધો અને ચાર્વાકોની ગણતરી કરતાં હોઈ શકે. બન્ને પરમ્પરાવાળા કેટલાંક ચાર્વાકો અને બુદ્ધોને પોતાની પરમ્પરાના ગણતા હોય. વૈચારીક સમાનતા હોય છતાં કેટલીક લાક્ષણીકતાઓ અને વીશીષ્ટતાઓને કારણે એકબીજા પરસ્પરને ભીન્ન પણ ગણતા હોઈ શકે. ચાર્વાક અને તથાગતની કુલ સંખ્યા ગણવામાં આવે છે, તે પણ ભીન્ન ભીન્ન હોઈ શકે છે; પરન્તુ એક બાબતમાં કોઈ બે મત હોઈ શકે નહીં, એ બાબત એ છે કે લોકાયતવાદ યા

ચાર્વાકદર્શનના મુળ સીંધુઘાટીની સંસ્કૃતીમાં છે. અર્થાત્ ચાર્વાકદર્શન એ મુળ ભારતીયજીવન પ્રણાલી છે.

સ્વામી સદાનન્દજીનું સંશોધન કહે છે કે લોકાયત પરમ્પરાના 11મા આચાર્ય ચાર્વાક ત્રીજો એ દુર્યોધનનો મીત્ર હતો. બુદ્ધ 12મા આચાર્ય ગણાતા હોવાથી એમ કહી શકાય કે દુર્યોધનના કાળમાં થયેલું કહેવાતું મહાભારતનું યુદ્ધ બુદ્ધ પહેલાના કાળમાં થયું હોવું જોઈએ. વાસ્તવમાં તે આર્ય–અનાર્ય સંઘર્ષ જ હશે; પરન્તુ આર્ય–અનાર્ય સંઘર્ષને યા સાચા ઈતીહાસને છુપાવવા માટે તેને બે ભાઈઓના રાજકીય સંઘર્ષમાં ખપાવવામાં આવ્યું છે. અલબત્ત આ યુદ્ધમાં બન્ને પક્ષના મોટાભાગના વીર અને વીદ્વાન યોદ્ધાઓનો નાશ થયો છે. અલબત્ત આર્યોએ ભારતના મુળનીવાસીઓને પરસ્પરમાં લડાવીને ખતમ કરી નાખીને દેશને ખુબ નીર્બળ બનાવી દીધો લાગે છે. તેથી મહાભારતના યુદ્ધ પછી ભારતમાં આર્યોનું અને તેમના વર્ણધર્મનું પ્રભુત્વ ખુબ વધી ગયું હોવું જોઈએ. દેશ–વીદેશના અનેક ઈતીહાસકારોએ નોંધ્યું છે કે બુદ્ધ પહેલાંના ભારતમાં આર્યોના પશુબલીવાળાં યજ્ઞો, ખુલ્લા વ્યભીચારો અને નશાખોરી સહીતના અનેક દુરાચારો અને અત્યાચારોએ માઝા મુકી દીધી હતી. તેમ છતાંય ભારતીય મુળ ધર્મ લોકાયતવાદના આચાર્યો સમગ્ર દેશમાં વીવીધ સ્થળે પથરાયેલાં હતાં જ, જેના પરીણામે જ આર્યધર્મના પરાકાષ્ઠાના કાળમાં બુદ્ધ અને મહાવીર જેવાં વૈદીક સંસ્કૃતીના વીરોધી તથાગતો અને જૈન તીર્થંકરોનો ઉદ્ભવ શક્ય બન્યો હતો.

●

ચતુર્વર્ણવ્યવસ્થા, યજ્ઞસંસ્કૃતી, ઈશ્વરવાદ અને રાજાશાહી મુળભારતીય નથી.

કૃષ્ણ વર્ણવ્યવસ્થાના કર્તા કે સમર્થક નથી; પરન્તુ તેઓ આર્યસંસ્કૃતીના વીરોધી અને સીંધુઘાટીની ભારતીય સંસ્કૃતીના રક્ષક એવા અસુર–અનાર્થ મહાનાયક છે.

સીંધુઘાટીમાં વસનારા આપણા પુર્વજો પ્રકૃતી–પુજક, માતૃપુજક અને લીંગયોની પુજક હતાં. રુદ્ર (શીવ) એ અનાર્ય ગણનાયક હતાં. યજ્ઞસંસ્કૃતીના ધ્વંસક હતાં.

સીંધુ સંસ્કૃતી એ જ અસલ હીન્દુ સંસ્કૃતી છે. બુદ્ધ અને મહાવીરે આ અસલ હીન્દુ સંસ્કૃતીનું જ પુનઃસ્થાપન કર્યું હતું. જે ચાર્વાકદર્શનનું જ વીશેષ સંવર્ધીત સ્વરૂપ હતું.

## 14

# ચાર્વાકદર્શનના પ્રશંસક મહાનુભવો

અનુક્રમણીકા

## કૌટીલ્ય :

ચાણક્ય એ જ કૌટીલ્ય. ખ્યાતનામ અર્થશાસ્ત્રના રચયીતા. જેને કૌટીલ્યનું અર્થશાસ્ત્ર કહેવામાં આવે છે. ચાણક્યનું મુળ નામ વીષ્ણુગુપ્ત હતું. જગમશહુર તક્ષશીલા વીદ્યાપીઠના તેઓ વીદ્યાર્થી, અધ્યાપક અને આચાર્ય પણ રહી ચુક્યા હતા. 'શીક્ષક કદી સાધારણ હોતો નથી' એવું એમનું વીધાન આજે પણ આપણા વીદ્વાનોના હૈયે અને હોઠે રમતું જોવા મળે છે. કૌટીલ્યે એક ભારતીય મુળના ક્ષત્રીય અને મુરા નામની દાસીથી ઉત્પન્ન ચન્દ્રગુપ્તને ખાસ વીશેષ પ્રશીક્ષણ આપી નન્દવંશના ધનનન્દનો તેના દ્વારા નાશ કરાવી મગધનો એવો શાસક બનાવ્યો કે જે સમગ્ર ભારતનો સૌપ્રથમ ચક્રવર્તી સમ્રાટ બન્યો. વીદેશી ગ્રીકોને હરાવનાર પણ એ પ્રથમ શુરવીર હતો. મુરા નામની દાસીનો તે પુત્ર હોવાથી તેનો વંશ મૌર્યવંશ તરીકે ઓળખાય છે. Ashok the great 'મહાન અશોક' આ ચન્દ્રગુપ્તનો પૌત્ર અને બીન્દુસારનો પુત્ર હતો. તેણે બૌદ્ધધર્મ સ્વીકારી તેને દેશ અને દુનીયામાં પણ ફેલાવ્યો તેમ જ ભારતમાં અભુતપુર્વ ધાર્મીક, સામાજીક, રાજનૈતીક, આર્થીક અને શૈક્ષણીક ઉત્કર્ષ સાધી સદાચાર અને સમભાવનું શાસન સ્થાપ્યું. જેના વીશે સ્વામી વીવેકાનન્દજી લખે છે કે 'બુદ્ધયુગમાં આવા (ચન્દ્રગુપ્ત અને અશોક જેવા) પૃથ્વીપતીઓએ સાર્વભૌમ સત્તા ચલાવીને ભારતને કીર્તીને શીખરે પહોંચાડ્યું હતું એવા સમ્રાટો ભારતના સીંહાસન ઉપર કદી આવ્યા ન હતાં.'

ભારતના ઈતીહાસકારો લખે છે કે 'ચન્દ્રગુપ્તનું રાજ્ય ભારતનું સર્વપ્રથમ કલ્યાણ રાજ્ય હતું. જે વાસ્તવીક અર્થમાં પ્રથમ રાષ્ટ્રીય સમ્રાટ હતો.' અશોકની પ્રશંસા કરતા આ ઈતીહાસકારો લખે છે કે 'ઉદ્યમશીલ, પ્રજ્ઞાવન્ત અને વાસ્તવીકતાના ભાનવાળા, આદર્શવાદ સહીત અનેક સદ્ગુણો ધરાવતો અશોક

જગતના સર્વોચ્ચ રાજવીઓની પંક્તીમાં પ્રથમ સ્થાન ધરાવે છે, જેનું અંગત જીવન સાધુ જેવું અન્તીમ કાળે ભીક્ષુ જેવું જીવન હતું. 40 વર્ષ સુધી ધર્માનુશીલન અને ધર્માનુશાસન દ્વારા 'દેવોના પ્રીય' પ્રીયદર્શી અશોકે માનવ ઈતીહાસમાં ચીરસ્મરણીય રાજર્ષીનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.'

રાજા–મહારાજાઓની પ્રશંસા કરી શકાય કે આદર આપી શકાય એવું કશું જ નથી હોતું એવું માનનાર અને એમને ઉતારી પાડવાનો વધારે પડતો શોખ ધરાવનાર પંડીત જવાહરલાલ નહેરુએ પણ 'જગતના ઈતીહાસનું સંક્ષીપ્ત રેખાદર્શન'માં ચન્દ્રગુપ્ત અને અશોકની બે મોઢે પ્રશંસા કરતા લખ્યું છે કે 'ચન્દ્રગુપ્ત મૌર્યનું સામ્રાજ્ય એ ઈતીહાસમાં હીન્દુસ્તાનમાં ઉદ્ભવેલા બળવાન અને વીસ્તૃત સામ્રાજ્યોનું પ્રથમ દૃષ્ટાંત છે' અને એવા સામ્રાજ્યની સ્થાપના માટે એમણે ચન્દ્રગુપ્તના સાથી અને ગુરુ એવા કૌટીલ્ય તથા તેના અર્થશાસ્ત્રની ભુમીકાને જવાબદાર ગણી છે.

વાસ્તવમાં મૌર્ય સામ્રાજ્યકાળ એ ભારતનો સાચો સુવર્ણકાળ હતો. ભારતની સર્વાંગી પ્રગતીની સુવાસ ત્યારે સમગ્ર વીશ્વમાં ફેલાઈ ચુકી હતી. જેનું મુખ્ય કારણ કૌટીલ્યના અર્થશાસ્ત્ર પ્રેરીત સુશાસન–પ્રશાસન હતું. કૌટીલ્યનો આવીર્ભાવ બુદ્ધ પછી લગભગ 300 વર્ષે થયો છે. તેથી કહી શકાય કે ત્યાં સુધીમાં તક્ષશીલામાં બુદ્ધ વીચારધારાના પ્રશીક્ષણની શરુઆત ખુબ પ્રભાવક રીતે થઈ ગઈ હશે, તેથી કૌટીલ્ય અને ચન્દ્રગુપ્ત બન્નેનું શીક્ષણ તક્ષશીલામાં થયું હોવાથી બન્ને પર બુદ્ધ અને મહાવીરની વીચારધારાનો પ્રભાવ હોય એ સ્વાભાવીક છે. બુદ્ધનો પ્રભાવ એટલે વર્ણવ્યવસ્થા, તદ્જન્ય ક્રીયાકાંડો અને માન્યતાઓનો અભાવ એ સ્પષ્ટ છે, અને જોઈ પણ શકાય છે કે મૌર્યસમ્રાટો પુરોહીતોની સર્વોપરીતા અને એકાધીકારને માન્ય ન કરવા ઉપરાંત યજ્ઞયાગાદી ક્રીયાકાંડોને અનુસરનારા પણ નહોતા. ઈતીહાસ કહે છે કે પુરોહીતોની વીના પરીશ્રમની આજીવીકાના કર્મકાંડો મૌર્યકાળમાં યા બુદ્ધકાળમાં લગભગ સમાપ્ત થઈ ગયાં હતાં.

કૌટીલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં શુદ્ર–ગુલામોના ઉત્કર્ષ માટે જે ઉપાયો અને સુધારાઓ સુચવ્યાં છે, તે પણ આ બાબતની સાક્ષી પુરનારાં છે. ધર્મશાસ્ત્રે જેને ગુલામ ગણી માત્ર ઉપરના વર્ણોની સેવા કરવાના જ હુકમો કર્યા હતા તેમને માટે કૌટીલ્યે ભુમીહીન શુદ્રો માટે ભુમી, પશુ, ખેતીનાં સાધનો, જમીનનો ભોગવટાનો અધીકાર આપ્યો હતો. શુદ્રોને ગુપ્તચર, લશ્કર અને સંદેશાવાહક જેવાં ક્ષેત્રમાં ઉચ્ચ હોદ્દાઓ ઉપર મુક્યા હતાં તેમ જ શુદ્ર–સ્ત્રીઓને પણ ગુપ્તચર વીભાગમાં મુકવાનો તે હીમાયતી હતો. આ બાબતો પણ કૌટીલ્ય વર્ણાશ્રમધર્મનો વીરોધી હોવાનું પુરવાર કરે છે.

કૌટીલ્ય માત્ર બૌદ્ધ વીચારધારાનો જ નહીં; પરન્તુ બૃહસ્પતીની લોકાયતવાદની નાસ્તીક વીચારધારાનું પણ તેણે સમર્થન કરેલું જણાય છે. તેણે સાંખ્ય, યોગ, અને લોકાયતની ત્રીપુટીને આન્વીક્ષીકી વીદ્યા કહી છે. આન્વીક્ષીકી એટલે અન્વેષણ કરનારી વીદ્યા અર્થાત્ સંશોધન કરનારી વીદ્યા. કૌટીલ્ય માને છે કે ધર્મ, શાસન–પ્રશાસન અને લોકજીવનવ્યવહારમાં સત્ય–અસત્યનું પરીક્ષણ આન્વીક્ષીકી દ્વારા જ થઈ શકે છે. કૌટીલ્ય પોતાના અર્થશાસ્ત્રમાં લખે છે કે 'ત્રયીમાં ધર્મ– અધર્મનું, વાર્તામાં અર્થ– અનર્થનું અને દંડનીતીમાં નય અને અપનયનું વીવેચન હોય છે. આન્વીક્ષીકી એ તર્કથી ત્રયી, વાર્તા અને દંડનીતીના બળાબળનું પરીક્ષણ કરે છે, તેથી તે લોકો માટે ઉપકારક થાય છે. આપત્તી અને સમ્પત્તીના કાળે તે લોકોની બુદ્ધીને સ્થીર રાખે છે તેમ જ લોકોને પ્રજ્ઞા, ભાષા અને ક્રીયાની બાબતમાં નીપુણ બનાવે છે, તેથી આન્વીક્ષીકી સર્વવીદ્યાઓની માર્ગદર્શક છે. સર્વકર્મોનું સાધન છે, સર્વધર્મોનું (કર્તવ્ય અને નીયમોનું) આશ્રયસ્થાન છે.'

સ્પષ્ટ છે કે બૃહસ્પતીની લોકાયત (ચાર્વાક) વીચારધારાના કૌટીલ્ય જબરા સમર્થક છે. એ જ રીતે કૌટીલ્ય રાક્ષસરાજ હીરણ્યકશીપુના વંશના પણ જબરા પ્રશંસક જણાય છે; કારણકે આથર્વણવીધી કહેતી વખતે તેમણે કહ્યું છે કે 'હું વીરોચનપુત્ર બળીને વન્દન કરું છું' તેમ જ તેની સાથે ઈતર અસુરોને વન્દન કરવાની વીધી પણ કહી છે. પ્રશ્ન એ છે કે કહેવાતાં રાક્ષસો પ્રત્યે કૌટીલ્યને આટલો બધો

લગાવ શા માટે હશે ? સ્પષ્ટ છે કે આ બધાં રાક્ષસ રાજાઓ લોકાયતવાદના પુરસ્કર્તા હશે. લોકાયતવાદનો સમ્બન્ધ હમ્મેશાં રાક્ષસો, દૈત્યો, દાનવો, અસુરો કહેવાતાં લોકો સાથે જ રહ્યો છે, તે સર્વવીદીત છે. મહાભારતમાં દુર્યોધનનો મીત્ર ચાર્વાક રાક્ષસ કહેવાયો છે. રાક્ષસો, અસુરો આદી ભારતના મુળનીવાસી ક્ષત્રીયો હોવાથી તેઓ આર્યોના વર્ણાશ્રમ, યજ્ઞો, ઈશ્વરવાદ અને આપખુદશાહીના વીરોધી હતાં. લોકાયતદર્શન લોકસીદ્ધરાજાને જ ઈશ્વર માને છે. લાગે છે કે ચન્દ્રગુપ્ત અને અશોક કૌટીલ્યના માર્ગદર્શન તળે જેમ પ્રજાવત્સલ પ્રજાપ્રેમી બન્યાં હતાં તેમ બૃહસ્પતીની લોકાયતદષ્ટીના માર્ગદર્શન દ્વારા અસુર રાજાઓ પણ એમના જેવા જ પ્રજાપાલક હશે, તેથી જ કૌટીલ્ય વીરોચન પુત્ર અર્થાત્ હીરણ્યકશીપુના પુત્ર પ્રહલાદના પૌત્ર બલીને વન્દન કરે છે. બલીરાજાની યાદ આજે 3000 વર્ષ પછી પણ ભારતવાસીઓના હૃદયમાં જળવાઈ રહી છે, તે જ તેની લોકપ્રીયતા અને સદ્ગુણો તથા મહાનતાનો પુરાવો છે (બલીરાજાની લોકપ્રીયતાની વીગતો આ પુસ્તકના પ્રારમ્ભના પ્રકરણમાં આવી ગઈ છે) તેથી અહીં તેનું પુનરાવર્તન આવશ્યક નથી.)

કૌટીલ્ય વીશે એક ચીન્તનીય બાબત એ પણ છે કે વૈદીકકાળમાં બૃહસ્પતીએ જેમ અર્થશાસ્ત્ર લખેલું તેમ તેના હજારેક વર્ષ પછી કૌટીલ્યે પણ અર્થશાસ્ત્ર જ લખ્યું છે. (ચાર્વાકદર્શનનું મુળનામ બાર્હસ્પત્ય અર્થશાસ્ત્ર છે.) અર્થશાસ્ત્ર એટલે સમ્પત્તીશાસ્ત્ર, અર્થાત્ બૃહસ્પતી અને કૌટીલ્ય બન્ને અર્થશાસ્ત્રને જ પ્રથમ પુરુષાર્થ માને છે. કામશાસ્ત્રને બીજો પુરુષાર્થ માને છે. ધર્મ અને મોક્ષ એમને માટે કોઈ પુરુષાર્થ છે જ નહીં. બૃહસ્પતી અને કૌટીલ્ય પૃથ્વી પરના સુખને જ સ્વર્ગ માને છે અને મૃત્યુને મોક્ષ માને છે. ધર્મ યાને ઈશ્વરપુજા – પ્રાર્થનાથી જીવનમાં સુખ પ્રાપ્ત થઈ શકતું નથી. પૃથ્વી પર સુખ પ્રાપ્તી માટે સમ્પત્તી– અર્થ આવશ્યક છે. કામતૃપ્તી આવશ્યક છે. સ્વર્ગ, નરક, પરલોક અને પરમાત્માનો કોઈ પુરાવો નથી, એવું આર્યોના ગુરુવર્ય દેવર્ષી બૃહસ્પતી ચાર્વાકસુત્રમાં સ્પષ્ટ કહી ગયા છે જેની સત્યતા આજે આપણે આપણા તર્ક અને અનુભવ વડે પ્રમાણી શકીએ છીએ.

## જ્યોતીબા ફુલે :

હીરણ્યકશીપુ અને અન્ય રાક્ષસોના સન્દર્ભમાં પુના–મહારાષ્ટ્રના અને ભારતના સર્વપ્રથમ આધુનીક ક્રાન્તીકારી એવા જ્યોતીબા ફુલેએ 1872માં લખેલા **'ગુલામગીરી'** પુસ્તકમાં ભારતનો પ્રાચીન ઈતીહાસ સંશોધીત કરીને રજુ કર્યો છે તે આપણી હીન્દુપ્રજાને ચોંકાવનારો અને કાફી ચીન્તનીય તથા આપણા ઈતીહાસ વીશે પુનઃ વીચારણા કરનારો છે. જ્યોતીબા ફુલેએ પોતાના આ ગ્રન્થમાં સર્વપ્રથમ સ્પષ્ટ કર્યું છે કે બ્રહ્મા, વીષ્ણુ, સરસ્વતી, લક્ષ્મી, મત્સ્ય, વરાહ, વામન, નૃસીંહ, પરશુરામ વગેરે યુરેશાઈ આર્ય બ્રાહ્મણ હતા. પોતાના પુર્વજ બ્રહ્માના વારસદારો હોવાથી આર્યો પોતાને બ્રાહ્મણ તરીકે અને ભારતના મુળ નીવાસીઓને ક્ષત્રીય, રાક્ષસ અને દાનવ, દૈત્ય, અસુર આદી સંજ્ઞાઓથી ઓળખાતાં હતાં. જેમાંના હીરણ્યાક્ષ, હીરણ્યકશીપુ, પ્રહલાદ, વીરોચન, બલી, બાણાસુર વગેરે ભારતના મહાબળવાન અને સદ્ગુણી તથા સદાચારી મહાનાયકો હતા. તેમને આર્યોએ દગાથી મારી નાખીને ભારતમાં પોતાનું રાજ સ્થાપી વર્ણવ્યવસ્થા, યજ્ઞસંસ્કૃતી અને ઈશ્વરવાદની સ્થાપના કરી અને બનાવટી ગ્રન્થોની રચના કરી, વર્ણવ્યવસ્થાને ઈશ્વરકૃત અને પોતાને વીશ્વના ગુરુ અને ઈશ્વરથી પણ શ્રેષ્ઠ જાહેર કર્યા. પોતાનો દગો, જુઠ અને ભોગવાદ છુપાવવા માટે તેમણે પોતાના બનાવટી ગ્રન્થોમાં ઈશ્વરના અવતાર અને ચમત્કારોની રચનાઓ કરી જેનો પ્રચાર આજે પણ ચાલુ છે.

સાચા ઈતીહાસના સંશોધન અને સમાજસુધારણા માટે જ્યોતીબાએ **'સત્યશોધક સમાજ'**ની સ્થાપના કરી હતી. જેમાં આપણા અનેક બ્રાહ્મણો પણ જ્યોતીબાને ખુબ સહાયક બન્યાં હતા. અંગ્રેજ સરકાર અને આપણા દેશના મહાનુભાવોએ સાથે મળીને જ્યોતીબાને મહાત્માની ઉપાધીથી વીભુષીત કર્યા હતા. જેમને માટે ગાંધીજીએ પણ કહેલું કે 'સાચા મહાત્મા જ્યોતીબા ફુલે છે.' સ્વામી સદાનન્દજી મહારાજ પોતાના ગ્રન્થ ચાર્વાકદર્શનમાં લખે છે કે 'ચાર્વાક એટલે પ્રાચીન ભારતના મહાત્મા ફુલે અને મહાત્મા ફુલે એટલે આધુનીક ભારતના ચાર્વાક.' વૈદીક બૃહસ્પતી અને અર્વાચીન ફુલેની આ અન્યોઅન્યાશ્રયી ભવ્ય તુલના

કરી સ્વામી સદાનન્દજીએ કમાલ કરી દીધી છે. જે આપણા માટે જેટલી આહ્લાદક છે, તેટલી જ આપણા ઈતીહાસ માટે પુનઃ વીચારણીય છે. સ્વામી સદાનન્દજી લખે છે કે જ્યોતીબા ફુલેએ ચાર્વાકદર્શનમાંથી પ્રેરણા લીધી હતી; કારણ કે જ્યોતીબા ફુલે બૃહસ્પતી નામનો અને વીચારધારાનો આદરપુર્વક ઉલ્લેખ કરતાં લખે છે કે 'બૃહસ્પતી નામનો મહાવીદ્વાન શોધક આ દેશમાં હતો, તેણે જે કંઈ લખ્યું છે, તેમાંથી થોડુંક આ પ્રસંગે આપની જાણકારી માટે આપુ છું'. વધુ એક ઠેકાણે શ્રાદ્ધ પાછળનો હેતુ સ્પષ્ટ કરવા માટે તેઓ લખે છે કે 'આ વીશે બૃહસ્પતી નામના મહાસત્પુરુષના ગ્રન્થમાંનો આધાર આપું છું.' એમ કહીને તેમણે 'તતશ્ચ જીવનો પાયો' વાળો ચાર્વાકનો મુળ શ્લોક સંસ્કૃતમાં ઉદ્ધૃત કર્યો છે.'

સ્વામી સદાનન્દજીએ આપેલી આ વીગતો જોતા લાગે છે કે મહાત્મા જ્યોતીબા ફુલેએ લખેલો આર્ય બ્રાહ્મણ અને ક્ષત્રીય અસુરો વચ્ચેના સંઘર્ષનો ઈતીહાસ (જેને ઈતીહાસકારોએ પણ બ્રાહ્મણ – ક્ષત્રીય સંઘર્ષ અને પુરાણકારોએ દેવાસુર સંગ્રામ કહ્યો છે) તે બૃહસ્પતીના ચાર્વાકદર્શનમાંથી સંશોધીત કરીને લીધો હોવો જોઈએ અને એવું અનુમાન બાંધવા પાછળ સ્પષ્ટ કારણ પણ છે કે જેમ આર્યપંડીતોએ ચાર્વાકદર્શનનો નાશ કર્યો છે, તેમ જ્યોતીબા ફુલે અને તેમની વીચારધારાની પણ ભારતના આધુનીક વર્ણવાદીપંડીતોએ અને શાસકોએ ઉપેક્ષા કરી છે. ભારતના લોકો જ્યોતીબા ફુલેના નામથી સાવ અપરીચીત છે; કારણ કે દેશની શાળા–કૉલેજોના ઈતીહાસના ગ્રન્થોમાં અને પાઠ્યપુસ્તકોમાં જ્યોતીબા ફુલે જેવા ભારતના પ્રથમ ક્રાંતીકારી મહાપુરુષનું નામ શોધ્યું જડતું નથી. આઝાદીના 50 વર્ષ પછી શરુ થયેલી નવજાગૃતીની ચળવળને કારણે હવે આપણા સમાજના અમુક લોકોમાં અને એમના દ્વારા મહાત્મા ફુલેનું નામ ઉજાગર થવા લાગ્યું છે. ગુજરાતના વીશ્વવીખ્યાત વીચારકો સ્વામી સચ્ચીદાનન્દજી (દંતાલી–પેટલાદ–388 450) અને ડૉ. ગુણવન્ત શાહે (વડોદરા) પણ જ્યોતીબા ફુલેનું નામ પોતાની જીભ પર લેવાની કોશીશ કદી કરી નથી, તે માત્ર આશ્ચર્યજનક જ નહીં; પરન્તુ તેમને માટે લજ્જાસ્પદ અને આપણા માટે કમનસીબ બાબત ગણાય.

બીજું અનુમાન અહીં એ પણ થઈ શકે છે કે જો મહાત્મા જ્યોતીબા ફુલેએ બૃહસ્પતીના ચાર્વાકદર્શનમાંથી પ્રેરણા લીધી હોય તો બૃહસ્પતીની પોતાના અર્થશાસ્ત્રમાં ભુરીભુરી પ્રસંશા કરનાર કૌટીલ્યે પણ બૃહસ્પતીના ચાર્વાકદર્શનમાંથી એવી જ પ્રેરણા નહીં લીધી હોય ? આવા અનુમાનનું પણ પ્રબળ કારણ એ છે કે જેમ ચાર્વાક અને ચાર્વાકદર્શનનો નાશ કરવામાં આવ્યો છે અને જ્યોતીબા ફુલેની ઘોર ઉપેક્ષા કરવામાં આવી છે તેમ કૌટીલ્યના અર્થશાસ્ત્રની પણ એ જ હાલત કરવામાં આવી છે. બુદ્ધકાળ પછી યાને પુષ્યમીત્ર શૃંગ કાળથી તે ગ્રન્થ લુપ્ત થઈ ગયો હતો. કારણ કે ઈ.સ. પુર્વે 321ના અરસામાં નીર્માણ થયેલો અર્થશાસ્ત્ર નામનો કૌટીલ્યનો આ ગ્રન્થ થોડાક સમયાવધીમાં ભારતમાંથી લુપ્ત થયા પછી છેક 1909ની સાલમાં મૈસુરના આર. શ્યામ શાસ્ત્રીએ પ્રસીદ્ધ કરતાં સુધી સેંકડો વર્ષ સુધી તે ઉપલબ્ધ નહોતો. વળી અર્થશાસ્ત્રની આધુનીક આવૃત્તીમાં કૌટીલ્યનું મુળ અર્થશાસ્ત્ર, તેમાં પાછળથી ઉમેરાયેલો કચરો અને તેમાંથી કાઢી નાખવામાં આવ્યા હશે એવાં ભાગોનું સંશોધન પણ અધુરું છે. કારણ કે એમાં ભેળસેળ અને વીકૃતી થઈ હોવાની સમ્ભાવનાને બીલકુલ નકારી શકાય એમ નથી. તેથી મુળ ચાર્વાકદર્શનની જેમ જ મુળ કૌટીલ્યનું અર્થશાસ્ત્ર કેવું હશે તેની આપણે કેવળ કલ્પના જ કરી શકીએ. પરન્તુ એવું લાગે છે કે આધુનીક કાળમાં જ્યોતીબા ફુલેએ પોતાના 'ગુલામગીરી' પુસ્તક દ્વારા ચાર્વાકદર્શન અને કૌટીલ્યના અર્થશાસ્ત્રની ખોટ પુરી કરી દીધી છે અને સામ્પ્રત સમયમાં સ્વામી સદાનન્દજીએ પણ પોતાના ચાર્વાકસુત્ર, ચાર્વાકદર્શન અને સમયસુત્ર નામના પુસ્તકો દ્વારા ચાર્વાક, કૌટીલ્ય અને જ્યોતીબા ફુલેની ખોટ ભરપાઈ કરી દીધી હોય એવું લાગે છે.

•

## ● સન્દર્ભગ્રન્થોની યાદી ●


1 ‘ચાર્વાકદર્શન’ લેખક : પ્રો. સી. વી. રાવળ (એમ.એ.), તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક અને વીભાગાધ્યક્ષ, બહાઉદ્દીન આર્ટ્સ કૉલેજ, જુનાગઢ. પ્રકાશક : યુનીવર્સીટી ગ્રન્થ નીર્માણ બોર્ડ, ગુજરાત રાજ્ય, અમદાવાદ–6 પ્રથમ આવૃત્તી : 1984

2 ‘ચાર્વાકસુત્ર’, ‘ચાર્વાકદર્શન’, અને ‘સમયસુત્ર’ લેખક : શ્રીમદ્ સ્વામી સદાનન્દજી મહારાજ પ્રકાશક : સનાતન સેવાશ્રમ, ટીંબા હનુમાન મન્દીર, હારીજ – 384 240. જીલ્લો : પાટણ.

3 ‘ભારતીય દર્શનો’ લેખક : સ્વામી સચ્ચીદાનન્દ, ભક્તીનીકેતન આશ્રમ, દંતાલી, પેટલાદ – 388 450. પ્રથમ આવૃત્તી : 1979

4 ‘અધોગતીનું મુળ વર્ણવ્યવસ્થા’ લેખક : સ્વામી સચ્ચીદાનન્દ, ભક્તીનીકેતન આશ્રમ, દંતાલી, પેટલાદ – 388 450. પ્રથમ આવૃત્તી : 1988

5 ‘ભગવાન બુદ્ધ ઔર ઉનકા ધર્મ’ લેખક : ડૉ. બી. આર. આંબેડકર અનુવાદક : ભદન્ત આનન્દ કૌશલ્યાયન, બુદ્ધભુમી પ્રકાશન, નાગપુર. બુદ્ધ વર્ષ : 2541-1997

6 ‘સંશયની સાધના’ અને ‘મધુપર્ક’ (લેખસંગ્રહો) લેખક : પ્રા. રમણ પાઠક (વાચસ્પતી) એ–4, નટરાજ એપાર્ટમેન્ટ, પાટીદાર જીન કોમ્પલેક્ષ, બારડોલી – 394 641 (અફસોસ : લેખક હયાત નથી)

7 ‘ભારતદર્શન–1’ (ઈતીહાસ : આદીયુગ) લેખક : પ્રવીણચન્દ્ર ચી. પારેખ,

સરદાર પટેલ યુનીવર્સીટી, વલ્લભવીદ્યાનગર પ્રકાશન : જાન્યુઆરી 1982

8 ‘પ્રાચીન ભારતીય ભૌતીકવાદી’ ‘સરીતા’ (હીન્દી માસીક) નવેમ્બર 1991

આપણા દેશના ધર્મ અને સંસ્કૃતીનો ઈતીહાસ જોતાં કહી શકાય એમ છે કે ચતુર્વર્ણવ્યવસ્થા, તદ્જન્ય હોમ–હવન–યજ્ઞાદી ક્રીયાકાંડો અને માન્યતાઓ મુળરુપથી ભારતીય નથી. તેથી બગાડજનક મુર્તીપુજાઓ, દ્રવ્યયજ્ઞો, રુપાલની પલ્લી જેવા વ્યર્થ ક્રીયાકાંડો, ફળ જ્યોતીષ, દીશાફળ આધારીત વાસ્તુશાસ્ત્ર આદીને 4000 વર્ષ પુરાણી વીદ્યાઓમાં ખપાવી તેનો પ્રચાર–પ્રસાર કરી સમાજને છેતરનારા અને લુંટનારા લોકોને લોકમત દ્વારા કાયદો બનાવી અટકાવી શકાય છે. તેમ જ લોકહીત વીરુદ્ધ ચુકાદા આપનારા અદાલતી નીર્ણયોને પડકારી શકાય છે. એ માટે આવશ્યક્તા છે ચાર્વાકદર્શનના જ્ઞાન દ્વારા સાચા ભારતીય ધર્મ અને સંસ્કૃતી વીશે પ્રજાને માહીતગાર કરવાની. જે કાર્ય આજના રૅશનાલીસ્ટો (આધુનીક ચાર્વાકોએ) કરવાનું છે. ત્યારે જ આપણા સમાજમાંથી વહેમો, અન્ધશ્રદ્ધાઓ, નીર્બળતાઓ અને દુષણોને દેશવટો આપી શકાશે.



લેખક નામ : એન. વી. ચાવડા જન્મ : ૧૩ ફેબ્રુઆરી - ૧૯૪૬. મૂળવતન : મોરબી તાલુકાનું ગામ વીરપુર (મચ્છુકાંઠા) અભ્યાસ : ડી.એમ.ઈ. - ૧૯૬૯ માર્ચ, લખધીરજી એન્જિનિયરિંગ કૉલેજ, મોરબી. સુરત જિલ્લાની કડોદ વિવિધલક્ષી હાઈસ્કૂલ, કડોદમાં આસી. લેક્ચરરના પદેથી નિવૃત્ત-૨૦૦૪માં. હાલ કડોદમાં સ્થિર.

જીવનના ૪૫ વર્ષ સુધી આસ્તિક, શ્રદ્ધાળુ ભક્ત, યોગ ઉપાસક, ભજન-કીર્તન, પાઠ-પૂજા, ધ્યાન, ગાયત્રીમંત્રજાપ, ગુરુભક્તિ આદિમાં પૂર્ણશ્રદ્ધાયુક્ત પ્રેમ. ગણેશપુરીના મુક્તાનંદ બાબાના અનુયાયી. ગીતા, રામાયણ, મહાભારત, પુરાણો આદિ અનેક હિંદુ ધર્મગ્રંથોના અભ્યાસુ. આયુષ્યના ૪૫ મે વરસે અનેક અનુભવ, ગહન અભ્યાસ, ચિંતન-મનન અને સંશોધનને અંતે આસ્તિકમાંથી નાસ્તિક બની ગયા. ગુજરાતના વરિષ્ઠ રેશનાલિસ્ટ પ્રા. રમણ પાઠક (વાચસ્પતિ)ની સુરતના દૈનિક ગુજરાતમિત્ર પ્રગટ થતી રેશનાલિઝમ પર આધારિત કૉલમ 'રમણ-ભ્રમણ'ના લેખો વાંચીને રેશનાલિસ્ટ બન્યા. ત્યારબાદ ચર્ચાપત્રો દ્વારા રેશનાલિઝમનો પ્રચાર શરૂ કર્યો. સુરતની સત્યશોધક સભાના પણ ગાઢ પરિચયમાં આવ્યા. ગુજરાતના દૈનિકો ઉપરાંત મુંબઈના દૈનિક 'સમકાલીન'માં પણ રેશનાલિઝમ પર આધારિત ચર્ચાપત્રો અને લેખો લખ્યા. ૧૯૯૪માં સ્વાધ્યાયપ્રવૃત્તિના કેટલાક લોકોના રોષનો ભોગ પણ બનેલા.

અમદાવાદથી પ્રગટ થતાં 'દિશા' પાક્ષિક (સંચાલક : શ્રી મૂળજીભાઈ ખુમાણ)માં ૧૯૯૬ થી રેશનાલિઝમ પર આધારિત કૉલમ 'વિવેક-વિહાર' લખવાનું શરૂ કર્યું, જે આજે પણ નિયમિત રીતે ચાલે છે. સુરતના સાંધ્ય દૈનિક પ્રતાપમાં રેશનાલિઝમ પર આધારિત 'ચક્રવાત' કૉલમ ચલાવી. કીમ-સુરતના પી. કે. દેસાઈ વિદ્યાલયના મુખપત્ર 'સર્વાંગી શિક્ષણ' માં પણ 'રેશનાલિઝમ અને શિક્ષણ' નામની કૉલમ લખી. રેશનાલિઝમના સામયિકો 'વૈશ્વિક માનવવાદ' 'સત્યાન્વેષણ' 'નયા માર્ગ' 'સૌજન્ય માધુરી' અને 'વિવેકપંથી' માં પણ ચર્ચાપત્રો અને લેખો દ્વારા રેશનાલિઝમના પ્રચાર ઉપરાંત રેશનાલિઝમ પર આધારિત 'હું નાસ્તિક કેમ બન્યો ?' 'જાગીને જોઉં તો ?' 'દિશા અને દૃષ્ટિ' 'વર્ણવ્યવસ્થા : એક ષડ્યંત્ર' 'ઈશ્વરની કલ્પના : સાર્વત્રિક અનર્થ', 'ગીતાઃ ઈતિહાસના આયનામાં' વગેરે પુસ્તકો પણ લખ્યાં છે.

લેખક મૂળભૂત રીતે દલિત હોવાથી દલિતો, આદિવાસીઓ અને અન્ય પછાતવર્ગોના શોષણ, સંકટો અને સમસ્યાઓથી સુપરિચિત હોવાથી તેમના ઉત્થાનમાં પણ એમને સવિશેષ રસ. તેથી તે અર્થે ગૌતમ બુદ્ધ, જ્યોતિબા ફુલે અને ડૉ. બાબાસાહેબ આંબેડકરની વિચારધારાના પણ પ્રચારક. સુરતની સત્યશોધક સભા પુરસ્કૃત 'રમણ-ભ્રમણ સુવર્ણ ચંદ્રક' પણ તેમને એનાયત થયો છે. તેઓ ગુજરાત-મુંબઈ રેશનાલિસ્ટ એસોસિએશન સાથે પણ જોડાયેલા છે. આજે પણ તેઓ રેશનાલિઝમ અને બુદ્ધિઝમના વિચારોના પ્રચારમાં લેખન દ્વારા સક્રિય છે.

# સમાપ્ત